४०८५

श्री इष्टदेवायनमः

## व्यवहार प्रकाश प्रथम खंड.

(સુધારા વધારા સાથે નવી રચનાનું)

# देशीनामुं.

એટલે

દેશની નામું લખવાની રીતો, નિયમો, ઉદાહરણો
[illegible]મજુતી, તેના જમાખરચના ચોપડાવાર નમુના
અને પરીક્ષાના પ્રશ્નોનું સંપૂર્ણ પુસ્તક


રચીને પ્રસિદ્ધ કરનાર,

**છગનલાલ લલ્લુભાઈ શાહ.**

[illegible]પયોગી દેશીનામું રચનાર, આનરરી સેક્રેટરી જ્ઞાનવર્ધક
[illegible], અને હેડમાસ્તર સ. ગુ. ક. શાળા. નં. ૧—વડોદરા.


ઉપજાતિ વૃત્ત.

[illegible]યા તણી લેખકને પરીક્ષા, અજ્ઞાની તેની નકરે નિરીક્ષા;
[illegible]ીણ જ્યાં ગૂર્જર રોજગારી, નામા તણી કિમત ત્યાંજ સારી.


આવૃત્તિ બીજી, પ્રત ૧૫૦૦.

UNION PRINTING PRESS—AHMEDABAD.

સન ૧૮૮૯. સંવત ૧૯૪૫.




કિમત દસ આના કલદાર.
પોષ્ટેજ એક આનો.

દિવાન બહાદૂર મણીભાઇ જસભાઈ.

નાયબદિવાન. સંસ્થાન—વડોદરા.

આપ, સુધારાના કામમાં અગ્રેસર રહી સદાકાળ દેશી
જનોના કલ્યાણ માટે કેળવણીની વૃદ્ધિ થવાનાં
સાધનનું શોધન કરો છો, અને દેશના લાયક
ગ્રંથ કર્ત્તાઓની કદર બૂઝી યોગ્ય ઉત્તે-
જન આપવા અપાવવાને ઘણા ઉત્સુ-
ક છો, એ વગેરે કારણથી આ-
વખણાયલો ગ્રંથ ફરીથી
આ વખતે પણ આ
પનેજ અર્પણ કર-
વમાં આવે છે.

૧—૭—૮૯

આભારી સેવક.

છગનલાલ લલ્લુભાઇ શાહ.

પુસ્તક રચનાર.

# પ્રસ્તાવના.

કેટલાક લોકો નામું રાખવું નજીવી બાબતમાં ગણે છે, પરંતુ વિચાર 'કરતાં ખાત્રી થશે કે ઘણીજ અગત્યતા ભરેલો એ વિષય છે. વેપારીને નામાની ખરેખરી કિમત છે. તે હમેશાં નામું મેળવ્યા પછી વાળું કરવાનો નિયમ રાખેછે, જો નામું મેળવવામાં પાઈ અથવા બદામ જેવી નજીવી રકમની ભૂલ આવે તો તે શોધી કાઢતાં થતો દિવેલ ખરચ, વખત અને જાત મહેનતની કિમત ન ગણતાં ભૂલ શોધી કાઢવાનું કામ તેઓ વધારે કિમતી માને છે, વેપારીઓ સંભારીને નામું લખવા જેવો પ્રસંગ રાખતાજ નથી, કદાચિત્ તેમ કરવું પડે છે તો હરકોઇ ઠેકાણે તેની નોંધ કરવાને ચુકતા નથી. કેમકે ઊંટે ચઢીને ઉંઘવું અને સંભારીને નામું લખવું એ સાધારણ કહેવતનું ભયંકર પરિણામ ધ્યાનમાં રાખી વેપારીઓ પોતાના કામમાં હમેશાં સાવધ રહેછે. નામાની જેટલી જરૂર વેપારીને છે, તેટલીજ જરૂર સાધારણ ઘરધણી તથા રાજાને છે. પોતાની પેદાશ અને ખરચખૂટણ કેવા પ્રકારનાં છે, તે જોવા તથા જાણવાને નામું એક આરશી રૂપ છે. પોતાનો ચોખો વ્યવહાર બતાવવાને તથા ચાલચલકત વિષે ખાત્રી આપવાને નામું એક વજનદાર સર્ટિફિકેટ છે, કેમકે એ વડે પાછળની પ્રજાને અનુકરણ કરવાની ગમ પડે છે. નામાવડે માલૂમ પડેછે કે ગયા વર્ષ કરતાં આ વર્ષમાં અમૂક કારણથી પેદાશમાં વધારો ઘટારો થયો, ઉપજ પૈકી કેટલો ભાગ નિરૂપયોગી ખરચાયો; તેને માટે હવેની સાલમાં કેવી રીતે ફેરફાર 'કરવો, એ વગેરે બાબત શોધી કાઢી ખરચને કબજે રાખવાને; અને પેદાશમાં વધારો કરવાને સ્વભાવિક ધ્યાન ખેંચાય છે. શરૂઆતથી નામું રાખી પેદાશ ખરચને સમતોલ રાખવાનો અભ્યાસ કર્યો હશે તો પાછલી અવસ્થા નિર્વિઘ્ને ગુજારી શકાશે. જેઓ આળસને લીધે નામું રાખી શકતા નહીં હશે તેઓની પેદાશ, ખરચ, અને લેવડ દેવડ શી હશે તે સમજવું મુસ્કેલ થઇ પડશે. નામા વગર પેદાશ, ખરચ અને લેવડ દેવડની રકમ ઘણે ભાગે વિસરી ગયા તો તેનો દાખલો જોવાનું સાધન બીજે કંઇથી મળી શકશે નહીં, એટલે લેવડ દેવડની બાબતમાં વાંધો ઉઠશે અને પત્યાર ખોવો પડશે. આ દેહ ક્ષણભંગુર છે, કદાચિત્ તે અકસ્માત નાશ પામ્યું તો પાછળના વારસોને પોતાના ગોટાળા બાબત કેટલું ખમવું પડશે તેનો પણ વિચાર કરવો જોઇએ. આબરૂ વધારવાનું મુખ્ય સાધન એ છે કે વ્યવહારમાં ચોખવટ રાખવી. જેનો વ્યવહાર કાચો હશે તેને પૈસા સરખી નજીવી રકમ પણ ધીરવાને કોઈનું મન ચલાશે નહીં. કોરટ

પણ લખેલી વાતને પ્રમાણ ગણી, મોઢેની વાત ઓછી વજનદાર માને છે. ઉપજ ખરચનો હિસાબ નહીં હશે તો ભવિષ્યમાં પૈસે ટકે સુખી થવાશે કે દુખી તે અટકળી શકાશે નહીં. અને નિરંતર અવ્યવસ્થિત પણે તંગીમાં દિવસ ગુજારવા પડશે. માટે વધારે સરસ એછે કે બે ઘડીની મોજને દૂર મૂકી જન્મારાનો પત્થાર ન ખોતાં રીતસર નામું રાખવું, અને એવું પણ કરવું કે પૈસા સરખી નજીવી રકમ પણ પહેલી નામે માંડવી, અને પછી વાપરવી.

પૃથ્વીના તમામ ભાગોપર પ્રાચિનકાળથી નામું લખાયાં કરેછે. તેમાં સ્વદેશની નામું લખવાની રીત સર્વોત્તમ છે, એમ વિદ્વાનોએ સિદ્ધ કર્યુંછે. જો કે એ રીત ઘણી ગુંચવણ ભરેલી છે, તોપણ અજમાયશ ઉપરથી તે વહેલી શીખી લેવાય તેવી છે. વેપારીઓની દુકાનો નામું શીખવાની મોટી શાળાઓ છે. ત્યાં પુસ્તક દ્વારાએ જ્ઞાન મળતું નથી એ વાત ધ્યાનમાં લેવા જેવી છે, તોપણ અનુભવ સાથે મળતા કથિત જ્ઞાનથી તેમાં ઝટ સમજણ પડે છે. સારસંગ્રહ અને સંસાર વ્યવહાર—નામું શીખવાનાં જુનાં પુસ્તકો ગણવામાં આવે છે, તે પછી સરકારે રચાવેલું લેખાવળી નામે પુસ્તક છે, પરંતુ તે ત્રણે એક બીજાની નકલ માત્ર છે. કોઈમાં પુરતી, અને વ્યવહારને અનુસરતી હકિકત ન હોવાથી લોકો તેને સંપૂર્ણ રીતે ઉપયોગમાં લેતાં પાછા હઠે છે. જુદા જુદા માણસની વાકય રચના જૂદી જૂદી હોવાથી અને તે વળી મોંઢેથી શિખવવાનું હોવાથી નામું શીખવવાની ઢબમાં એટલો બધો ફરક પડી ગયો છે કે જાણે અસલથી દરેક વેપારીની નામું લખવાની જૂદી જૂદી ઢબ હોય! આ ફરકને લીધે કોરટોમાં પણ નામાં તપાસતાં પુષ્કળ ગુંચવાડા ઉઠેછે, જેથી નિશ્ચય ઠરાવપર આવી શકાતું નથી. અને નાહક નાણાંની ખુવારી થયાં કરેછે.

જેમ બીજી વિદ્યાનો વધારો કરવાને અગત્યતા ધારવામાં આવે છે તેમ આને માટે પણ વિસરી જવું જોઇતું નથી, દરેક દેશની ભાષામાં એના શિક્ષણની જરૂર સ્વિકારવામાં આવી છે. અમારા વિદ્વાન મિત્ર મુંબાઈ સમાચારના અધિપતિએ એને ટેકનીકલ (હુન્નરશાળા) સ્કુલમાં દાખલ કરવાને ભલામણ પણ કરી છે. દિવાની કોરટોમાં ધારાના હિમાયતિઓ જે કેસો હાથમાં લે છે, તે સઘળા નામાને લગતા હોય છે. જો ધારાના હિમાયતિયોને એવું પૂરતું જ્ઞાન ન હોય તો તેનું પરિણામ કેવું નિવડે તે સહજ વિચારી શકાશે.

સરકારે ગુજરાતી કેલવણી ખાતામાં સન ૧૮૮૦ થી એ વિષય દાખલ કર્યો છે અને તેના આધાર ભૂત તરીકે લેખાવળી માનેલી છે, પરંતુ તે વડે શિક્ષણ પદ્ધતિમાં પડતી મુશ્કેલીઓ, ધારાના હિમાયતિઓની અને પ્રજાની અવઘડો વિચારતાં મારા મનમાં તેની ભારે ખોટ વશી, જો કે કેટલાક એ હેતુને હશી

કાઢવા લાગ્યા તોપણ મેં તે વિષે દૃઢતા પૂર્વક વેપારી વર્ગમાં દાખલ થઇ શોધ કરી સન ૧૮૮૫ માં ગુજરાતશાળા પત્રમાં વધારે ટીકા થવાની આશાએ એ વિષય પ્રગટ કરાવ્યો, ત્યારે ટીકા ન થતાં તે તરફ જનસમાજની અભિરૂચી વધી; ધારાના હિમાયતિઓને પણ તે ગમવાથી હાઇકોર્ટ ત્રાન્સલેટર આફીસથી મોં માગી કિમતે એની લેખી નકલ મળવા પત્રદ્વારે ખુલાસા માગ્યા, વડોદરા રાજ્યના કેળવણી ખાતાના ડિરેક્ટર રાવબહાદુર હરગોવિંદદાસે નિશાળોમાં ચલાવવા જોગ આકારમાં ગોઠવવા ભલામણ કરી, અને અનેક સંભાવિત સદ્‌ગૃહસ્થો તરફથી તેને બહાર પાડવાના પુષ્કળ પત્રો મળ્યા. મુંબાઇ ઇલાકાના ડિરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન મી. લી. વાર્નરે પણ પુરતો વિચાર કરી તેની લેખી નકલ બુક કમિટિની પસંદગી માટે મોકલવાનો મેમો મોકલ્યો; રા. બા. હરગોવિંદદાસે તો મારી પાસે આ ઉપરથી **'શાળોપયોગી દેશીનામુ'** નામે પુસ્તક રચાવી ટેકસબુક કર્યું છે, તથા તેમણે અને કચ્છ દરબારે પોતાના કેળવણી ખાતામાં લાઈબ્રેરીઓ તથા ઈનામ માટે આ પુસ્તકને મંજુર રાખ્યું છે, હવે આપણા મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના વડા મી. **ચાટફીલ્ડ** અને **ઉત્તર ભાગના** એજ્યુ૦ ઇ૦ મી. ઈ. **જાઇલ્સનું** તે તરફ ધ્યાન ખેંચાયલું જોવાને આંતૂર રહીશું. વિદ્વાનોએ આપેલા અભિપ્રાય ઉપરથી વાંચનારની ધ્યાનમાં આવશે કે તે ઉપર જણાવેલાં સ્થળોમાં દાખલ કરવાને લાયક છે. (જુઓ તેના મત પૃષ્ટ ૧૬૨–૬૮)

કેટલાક કાઠિયાવાડી શિક્ષક મિત્રોએ ગુજરાત શાળાપત્ર ઉપરથી કંઈક ધડો લઇ નામાને લગતાં પુસ્તકો બહાર પાડ્યાં. અમે તેમાં અપૂર્ણતા અને રૂઢીને અનુસાર થવાની ખામી દીઠી, તેથી ખરો હેતુ ઠસાવવા ખાતર કેટલોક સુધારો કરવાનું કામ મુલત્વી રાખી પુસ્તક પ્રગટ કર્યું હતું, તે ઘટતે અવસરે પ્રજાના હિતેચ્છુઓને હાથ આવવાથી તેમને બીજાંની સાથે પડછે નાખવાની તક મળી હતી, અને તેની સચ્ચાઇને લીધેજ બીજાં કરતાં તે વધારે ફેલાવો પામ્યું–ખપ્યું, અને હિંદના ઘણા ભાગમાં પસર્યું છે.

પહેલી આવૃત્તિમાં સરાસરી નામાને લગતો આધાર રાખી તમામ જમાખરચ સાત ચોપડે વહેંચવામાં આવ્યો હતો; તે ફેરવીને દરેક માણસ સવડ પ્રમાણે નામું લખવાને એક કે વધારે ચોપડા રાખી શકે, અને તે પ્રત્યેકમાં કેવી રીતે જમાખરચ નાખી શકે તેવી સમજ; અને કેટકેટલે ચોપડે નામું રાખી શકાય છે તે ચોપડાનાં જથાવાર નામો આપવામાં આવ્યાં છે. (જુઓ પૃષ્ઠ ૧) નામું લખવામાં મુખ્ય વિષય જમાખરચ છે, ચોપડાવાર તેને નહિ વહેંચી નાખતાં

બીજા સાથેનો વ્યવહાર, પેદાશ અને ખરચ એવા ત્રણ મુખ્ય ભાગમાં વહેં-ચી નાખવામાં આવ્યો છે. (જુઓ પૃષ્ઠ ૭-૧૧૧) જ્યાં બિલકૂલ નામું ન હોય ત્યાં રીતસર નામું ઉભું કરવાની રીત આપી છે, (જુઓ પૃષ્ઠ ૭ કલમ ૨૬) ઘણું કરીને માણસોના તમામ કાર વ્યવહાર-પેદાશ ખરચની બાબતો બારીકા-ઇથી તપાસી જમાખરચના નિયમમાં સમાવવાનો યત્ન કરેલો છે; તેથી ફોજ-દારી ગુન્હા માટે જેમ પિનલકોડ છે તેમ નામાને માટે આ પુસ્તક ગણી શકાશે. આ વખતે દરેક નિયમ મોટા અક્ષરથી રખાવી તેનો મુદ્દો ડાબી બાજુએ આપ્યો છે, અને તે દરેકના પેટામાં આપેલું ઉદાહરણ સમજાવી જમાખરચના ન-મુનામાં તેનો જમાખરચ નાખી દેખાડયો છે. તે ધ્યાનમાં લીધાથી જણાશે કે તે પાછળ કેટલી મગજમારી કરેલી છે. ઉંચી કેળવણી પામી ઉંચ પદે ચઢનારને પણ વ્યવહારિક જ્ઞાનની જરૂર રહેલી છે, તેઓ વ્યવહારમાં અજાણ્યા રહે-વાને લીધેજ સેવિંગ (બચેલુ) નાણું દેશી વેપારીઓને ત્યાં જમે રાખતા નથી; તથા તે બીજે સ્થળે મોકલતાં હુંડી વગેરે ખરીદતા નથી, આથી પણ દેશના વેપારને ભારે ધોકો પહોચાડવાના આરોપથી તેમને પણ મોકળા કરી શકાશે નહીં. વ્યવહારમાં ભળવાથી એવી બાબતોમાં પોતાને, અને સ્વદેશી વેપારીને કેટલું હિતાવહ છે તે વિચારવાનું કામ વાંચનારની મનસુરી ઉપર સોંપીશું.

. આ વખતે કાંધા સંબંધી સંપૂર્ણ સમજુતી વધારવામાં આવી છે. એ નજી-ના ધંધામાં વ્યાજની કસર જોતાં એટલો બધો ફાયદો પરવડે છે કે બીજા કોઇપણ ધંધામાં મેળવી શકાશે નહીં; (જુઓ પૃષ્ઠ ૪૫ કલમ ૧૧૫.) એંકો, લોન, શેર, વિમો અને જમીન સંબંધી પેદાશ તથા લેવડ દેવડના જમાખર ચની પૂરતી માહિતી ઉમેરી છે, (જુઓ પૃષ્ઠ ૫૫-૫૬) એ સિવાય ઘણા ઘણા પ્રકારના નિયમો સમજુતી સહ નમુના સાથે ઉમેરી નિરસ વિષયને સરળ, ઉપયોગી અને જાત મહેનતથી શીખી શકવા જેવો થવાને છેક સાદી ભાષામાં લાવવાનો બનતો પ્રયત્ન કર્યો છે, તથાપિ તેમાં રહેલી ખામીને માટે વિદ્વજનની ક્ષમા ચહાઈશું. આ વખતે તેમાં સુધારો કરતાં અને ટાઈપોની કસર લેતાં પણ પાંચ ફારમનો વધારો થયો છે, તનદુરસ્તીના વાંધાને લીધે તેને બહાર પડતાં લાંબી મુદત વીતિ છે, પરંતુ પ્રભુ પ્રતાપે પ્રજાના આર્શિવાદને માટે તૈયાર થયા છીએ તો અમારા વિદ્વાન મિત્ર ઈંડિયન સ્પેકટટરના અધિ-પતિ મી. મલબારીએ વર્તેલા ભવિષ્ય પ્રમાણે ફળદાતા થાઓ !

આ પ્રસ્તાવના બંધ કરતાં મારે જણાવવું જોઈએ કે હવેના ભાગમાં ખાસ સ્ત્રી ઉપયોગી 'રાધનક્રિયા એટલે ભોજનપ્રકાશ' વીધિ સપ્રમાણ કૃતિ સાથે આપવામાં આવનાર છે પરંતુ તે ઈચ્છા પૂરી થવી ઇશ્વરાધિન છે.

છેવટે આ પુસ્તકના આશ્રય દાતા, તથા અભિપ્રાય આપનાર મહેરબાનોનો, અને દિવાન બહાદુર મણીભાઈ સાહેબનો સંપૂર્ણ આભારી થાઉં છું.

તા. ૧-૭-૮૯ વડોદરા શેઠશેરી. છગનલાલ લલ્લુભાઇ શાહ.

# સાંકળિયું.

## નામા સંબંધી ઉપયુક્ત હકિકત. કલમ ૧૨

## પેદાશના જમાખરચ વિષે.



## વટાવ વિષે. કલમ. ૧૮



## વ્યાજ વિષે. કલમ. ૭૩



## વ્યાજનોસર ગણુવા વિષે.



## સરની વ્યવસ્થા વિષે.



## વ્યાજગણુવા વિષે.

## વ્યાજની તારીજ કરવા વિષે.



## તારીજાનું વ્યાજ ગણવા વિષે.



## વ્યાજના જમાખરચ વિષે.



## વ્યાજ સંબંધી દસ્તાવેજો.



## ઇતરપ્રકારનાં વ્યાજ વિષે.



## હુંડી વિષે કલમો. ૮૬

### સરવાયા વિષે. કલમ ૬.



### જમાખરચની ભુલો સુધારવા વિષે. કલમ ૮.



## ચોપડાના નમુના વિષે.

### એક ચોપડે નામું રાખવા વિષે.



### બે ચોપડે નામું રાખવા વિષે.



### ત્રણ ચોપડે નામું રાખવા વિષે.

## પાંચ ચોપડે નામું રાખવા વિષે.



## છ ચોપડે નામું રાખવા વિષે.



## સાત ચોપડે નામું રાખવાના નમુના.



## ફાલતું ચોપડાના નમુના વિષે.

श्री १।

# व्यवहार प्रकाश प्रथम खंड.

## देशीनामुं.

નામાનીવ્યાખ્યા.

૧. **નામે** લખવું, એ ઉપરથી નામું શબ્દ ઉત્પન્ન થયોછે. પરંતુ લોકવ્યવહારમાં બીજાં માણસોને કાંઈ રકમ આપ્યા લીધાનો, પેદાશનો, અને ખર્ચનો જે હિસાબ રાખવામાં આવેછે તેને **નામું** કહેછે.

ચોપડાની વ્યાખ્યા અને તેનાં નામ.

૨. નામું લખવાને બાંધેલા કાગળોના જથાને **ચોપડ** કહેછે. સઘળા માણસો નામું લખવાના સરખા ચોપડા રાખતા નથી. પરંતુ પોતાની સવડ પ્રમાણે નામું લખવાને એક અથવા વધારે ચોપડા રાખેછે. તેનાં નામ નીચે પ્રમાણે—

**क.** એક ચોપડેથી નામું રાખનારા—**ઠામ ખાતાવહી** અથવા **બેઠામેળ** રાખે છે.

**ख.** બે ચોપડેથી નામું રાખનારા—**રોજમેળ** અને **ખાતાવહી** રાખેછે.

**ग.** ત્રણ ચોપડેથી નામું રાખનારા—**રોજમેળ, ખાતાવહી** અને **વ્યાજવહી** રાખે છે.

**घ.** પાંચ ચોપડેથી નામું રાખનારા—**રોજમેળ, આંકડાવહી** અથવા **કાચી ખાતાવહી, આવરો, ખાતાવહી** અને **વ્યાજવહી** રાખે છે.

**ङ.** સાત ચોપડે નામું રાખનારા પૈકી **સરાફો**—**રોકડમેળ, આંકડાવહી, નોંધવહી, આવરો, ખાતાવહી, વ્યાજવહી** અને **સરવાયુ** રાખેછે.

**વેપારીઓ** નોંધવહીને બદલે **ભરતિયાવહી** સાથે ઉપરના **તમામ ચોપડા** રાખેછે. **ઘણા મોટા વેપારીઓ ભરતિયાવહી સહિત ઉપરના સાતે ચોપડા** રાખેછે. એટલે આઠે ચોપડા રાખેછે.

(જુઓ આ પ્રત્યેક ચોપડાઓ વિષે પાછળ નમુના સાથે આપેલી સમજુતીમાં.)

૩. **એક બાજુએ** લેવડદેવડનો વ્યવહાર થતો જાય અને બીજી બાજુએ

એકચિત્તથી નામું લખવું.

તે રકમ જેને તેને નામે લખાતી જાય તો નામું લખવામાં ભૂલ થવાનો સંભવ નથી. પરંતુ એ બંને કામ ઘણો વેપાર* હોય તો એક માણસને હાથે થઈ શકે નહીં; પણ ઘણાં માણસની છૂટ હોય તો એમ કરી શકાય. જ્યાં એકજ હાથે સઘળો વ્યવહાર કરવાનું, અને નામું રાખવાનું હોયછે ત્યાં લોક વ્યવહારથી પરવારીને એટલે રાત પડે સઘળું નામું વિગતવાર લખવામાં આવેછે.

૪. રાતે નામું લખવું હોય તો દિવસે કરેલી લેવડદેવડ નામે લખવી રહી

કાચું નામું રાખવા—ટાંચણ ટીપણ કે સૂડિઉં રાખવું.

ન જાય તે સારૂ **કાગળ—પાટી—**કે **પત્રાપર** જે નોંધ કરવામાં આવેછે તેને **ટાંચણ** કે **ટીપણ** કહેછે. જ્યારે એવી નોંધ **કાગળની** એક **ચોપડી**માં લખવામાં આવી હોય ત્યારે તેને **સૂડિઉં** અથવા **કાચોમેળ** કહેછે. અને તેના ઉપરથી રાતે નામું લખવામાં આવેછે. (જુઓ એના નમુના ચોપડાના નમુનાઓમાં.)

૫. સઘળા ઘરધણી અથવા સઘળા વેપારીઓ એક સરખા ચોપડા રા-

ફાલતું ચોપડાનાં નામ.

ખતા નથી. જેને જેટલા ચોપડા જોઈએ તે તેટલા ચોપડા રાખેછે. નાના સરાફો નોંધવહી રાખેછે તેને બદલે મોટા સરાફો **જમેની** અને **ઉધારની નોંધવહી** જૂદી જૂદી રાખેછે. ફેરીઆ લોકો **કબાલાવહી**નો, અને વ્યાજખાઉ વેપારીઓ સામા ધણીના **હાથદસ્કતની** ચોપડી વગેરે જેને જેમ જરૂર પડે તેમ વધારે ઓછા ચોપડા રાખે છે.

૬. **ચોપડા** બાંધવામાં **દેશી કાગળો** વાપરવા. વિલયતી કાગળો કરતાં

ચોપડા બાંધવામાં દેશીકાગળ વાપરવા.

**દેશી કાગળો વધારે ટકાઉ, નરમ, કદમાં મોટા** અને ભાવમાં **સસ્તા** પડેછે.

૭. **ચોપડા** બાંધવાના **કાગળોનાં ઉભાં બબે** અથવા **ત્રણ ત્રણ પાન**

---

* મોટા વેપારીઓને ત્યાં નામું લખનાર અને જણશો આપનાર માણસ જૂદા હોયછે. તેથી એક માણસ જે રકમ આપે અથવા લે તે, બીજો માણસ તુરત નામે ટપકાવેછે. સરકારી કારખાનામાં દરેક કામની વ્યવસ્થા કરનાર માણસ નીમવામાં આવેછે તેથી કોઈપણ જણશ પાકીરીતે નામે લખાયા સિવાય રહી શકતી નથી. (જુઓ કાપડની મીલો, તીજોરીઓ, બેંકો અને રેલવે વગેરેનો પ્રત્યક્ષ વહિવટ.)

સળની વ્યાખ્યા. કરી દરેક પાનમાં ઉભા હાંસિયા પાડવામાં આવે છે તેને **સળ** કહે છે.

આઠ સળ પાડવાની રીત.

૮. જો દરેક કાગળનાં બે પાનાં પાડ્યાં હોય તો દરેક પાનામાં ઊભી આઠ ગડીઓ (એટલે હાંસો–સળ) પાડવી. એવી રીતે કે-એ દરેક **પાનાને ઉભું બેવડું વાળવું. પછી** તેને તેજ રીતે **બે વખત બેવડું વાળવું.** એટલે દરેક પાનામાં **ચાર સવળા** અને **ચાર અવળા** મળી આઠ **સળ** આવશે.

છ સળ પાડવાની રીત.

૯. જો દરેક કાગળનાં ત્રણ પાનાં પાડ્યાં હોય તો દરેક પાનામાં છ ગડીઓ પાડવી. એવી રીતે કે એ દરેક **પાનને ઉભું બેવડું વાળીને તેમાં ઉભી ત્રણ ગડીઓ પડે તેમ વાળવું.** એટલે આખા પાનામાં **ત્રણ અવળા** અને **ત્રણ સવળા મળીને છ સળ** આવશે.

ચોપડા બાંધવાની રીત.

૧૦. ચોપડા બાંધવાના સઘળા કાગળો સળ પાડી તૈયાર કરવામાં આવે એટલે **તેને ચામડાના,** અથવા **નરમ જાડા કાગળના પૂઠા ઉપર મૂકી માથે,** અથવા **મધ્યભાગે દોરો નાખી બાંધવા.** એટલે ચોપડો થયો કહેવાય.

ચોપડાનું પૂઠું નરમ જોઈએ.

૧૧. ચોપડાના રક્ષણને સારૂ નરમ ચામડાનું અથવા જાડા કાગળનું પૂઠું રાખવું જોઇએ. દેશી વેપારીઓ અથવા ધરધણીઓ પાકું પૂઠું ન કરાવતાં એવુંજ પૂઠું રાખ્યાં કરેછે, કેમકે પાકાં પૂઠાં તૂટી જવાનો સંભવ વધારે છે.

દરેક ચોપડામાં લખવાની શરૂઆતે દેવની સ્તુતિ કરવામાં આવેછે.

૧૨. જ્યારે ચોપડાની અંદર **પહેલ વહેલું નામું લખવાનું શરૂ કરે** ત્યારે એટલે નામું રાખવાનો પ્રથમ આરંભ થાય અથવા દર **નવા વર્ષના આરંભે** નવા ચોપડાની શરૂઆત થાય ત્યારે સઘળી જાતના માણસોમાં શ્રદ્ધાપૂર્વક **સ્વધર્મના દેવ દેવીઓની પ્રાર્થના કરવાનો તથા ગામનું, તે વખતના ગાદીપતિનુ, અને ચોપડાના માલીકનું નામ લખવાનો રિવાજ હોય છે.** એ પ્રમાણે સ્તુતિ કર્યાપછી **નામું લખવું શરૂ કર્યાની મીતિ** અને **સાલ** એક આડી લીટી દોરી **લખવામાં આવેછે.** ( જુઓ ચોપડામાં.)

## જમા ખરચ વિષે.

જમા ખરચની વ્યાખ્યા.

૧૩. આપણે ત્યાં બીજા માણસ તરફથી જે **રકમો આવે તેને જમા;** અને બીજા માણસને ત્યાં આપણા ધરની જે **રકમો જાય તેને ઉધાર** અથવા **ખરચ** કહેછે.

જમા ઉધાર બાજુની વ્યાખ્યા.

**૧૪.** નામું લખવામાં જતી આવતી રકમોનો હિસાબ લખવો પડેછે માટે નામું લખવાના **ચોપડાના દરેક પૃષ્ટના બે ઉભા ભાગ** પાડવામાં આવેછે. તેમાંના *ડાબી **તરફના અર્ધા ભાગને જમા બાજુ**, અને **જમણી તરફના અર્ધા ભાગને ઉધાર બાજુ** કહેછે. **જમા ઉધાર બાજુઓ** દરેક **ચોપડામાં** માલમ પડવાને સારૂ **નામું શરૂ કર્યાની મીતિ લખ્યા પછી** તેની નીચે **સંક્ષેપમાં એ** બાજુઓ **દોરાયછે** જેમકે—

સંવત્ ૧૯૩૪ ના શ્રાવણ શુદ ૧ નો રોજમેળ.

| જ | ઉ | (જુઓ ચોપડામાં.) |
|---|---|---|

જમે ઉધાર ઉપરથી દેવું લહેણું જણાયછે.

૧૫. આપણે ઘેર **આવનાર રકમો જમે પાસે**, અને આપણે ઘેરથી **જનાર રકમો ઉધાર પાસે** લખાયછે. હરકોઈ ચોપડાની **જમે બાજુ જોવાથી** આવેલી એટલે **દેવી રકમો**, અને **ઉધાર પાસુ જોવાથી** ગયેલી એટલે **લહેણી રકમો માલમ પડેછે.** (જુઓ ચોપડાઓમાં).

સળની વ્યાખ્યા અને તેની વહેંચણ.

૧૬. ચોપડાના દરેક પૃષ્ટમાં પાડેલા **સળનો ઉપયોગ જમાખરચ** લખતી **વખતે થાયછે. લખાણના આંકડા** તથા **ઈબારતની લીટીઓ સરખી રહે** તે સારૂ સળ પાડવામાં આવેછે. સળની સંખ્યા એકી હોય છે એટલે વધારેમાં વધારે આઠ અને ઓછામાં ઓછા ૭ સળ પાડવામાં આવેછે. તે **જમા અને ઉધાર બાજુઓમાં** વહેંચીએ તો દરેક બાજુમાં **ચાર** અથવા **ત્રણ સળ આવેછે.**

(જુઓ પ્રત્યક્ષ ચોપડો.)

સળનો ઉપયોગ.

૧૭. દરેક બાજુમાં આવેલા સળ પૈકી **પહેલો સળ રકમોના આંકડા લખવાના**, અને **બાકીના સળ** એ **રકમ જમા ઉધાર કરાવનારનું નામ-ઠામ** વગેરે **લખવાના ઉપયોગમાં આવેછે.** (જુઓ પ્રત્યક્ષ ચોપડામાં.)

---

* ઝાલાવાડ વગેરે કેટલેક ઠેકાણે ડાબી બાજુને ઉધાર અને જમણી બાજુને જમે કહેવાનો અને તે પ્રમાણે ચોપડામાં જમા ઉધાર લખવાનો રિવાજ છે. કોઈ કોઈ ઠેકાણે તો જમા ઉધાર બાજુઓ ન જણાવતાં સળંગ લીટીથી લખવાનો રિવાજ છે. કાઠિયાવાડમાં એવા ચોપડાને ધડિઉં કહે છે.

૧૮. **જેને નામે** રકમની **લેવડદેવડ** થાય **તેને ખાતાદાર** કહેછે. **નામે**

જમા ઉધારની રકમ લખવાની રીત.

એટલે **ખાતે. જેને નામે** ચોપડામાં **રકમ લખવી** હોય **તેનું નામ** લખ્યા **પછી "ખાતે,"** અને તે રકમ કયે પાસે લખાવે છે તે જાણવાને સારૂ ખાતેની પછી **"જમે અથવા ઉધાર"** એમ લખવામાં આવેછે. **રકમનો આંકડો પહેલા સળમાં મૂકીને બાકીના સળપર એક આડી લીટી દોરી** આ સઘળું **લખવામાં આવેછે.** (જુઓ દરેક ચોપડામાં જમા તથા ઉધારની રકમો.)

૧૯. **ખાતાદારને ખાતે** જમા ઉધાર નાખતાં **રકમ સંબંધી** સઘળી

રકમની વિગત પેટામાં લખવી.

**વિગત પેટામાં લખવી.**

૨૦. મથાળાની લીટી નીચે **ડાબે પાસે** રકમનો **આંકડો માય તેટલી**

પેટાં પાડવાની રીત.

**કોરી જગો રાખી** વિગતને સારૂ જે **નાની લીટી દોરવામાં આવે છે તેને પેટું** પાડયું કહે છે. 'ખાતાદારને ખાતે જમા અથવા ઉધાર' એવું લખ્યા પછી તેની નીચે પેટું પાડવાની લીટીઓ દોરવામાં આવેછે. દરેક ખાતાદારના પેટામાં **પેટાની લીટીએ નાણાની જાત—બાબત** અને **હસ્તે લખવાનો** રિવાજ છે.

(જુઓ દરેક ચોપડાના જમા ઉધારમાં.)

૨૧. **જમા ઉધારની દરેક રકમ કયી જાતના ચલણી નાણાની**

જમા ઉધારમાં નાણાની જાત લખવાની સમજ.

**છે તે બતાવવામાં આવેછે તેને નાણાની જાત કહેછે.** જેમકે બાબાશાહી, કલદાર. ગામચલણી નાણાંનો જમા ખરચ નાખતાં નાણાની જાત બતાવવામાં આવતી નથી પરંતુ **બીજા પ્રાંતનું નાણું જમા ઉધારમાં આવે ત્યારે** તેના **શિક્કાનું નામ જણાવવામાં આવેછે.** આપણા દેશમાં ઘણી જાતનું નાણું ચાલેછે અને તેની કિમતમાં પણ ફેર રહેછે. કેટલીક જાતના **શિક્કાનાં નામ. બાબાશાહી, કલદાર, ભરૂચી, ખંભાતી, સાલમશાહી, હાલીના, સિહાશાહી, ઇ.** (જુઓ ચોપડાઓમાં જમા ઉધારનાં પેટાં.)

૨૨. ખાતાદારને ખાતે હરકોઈ રકમ જમા ઉધાર કરતાં **રકમ સંબંધી**

જમા ઉધારમાં બાબત લખવા વિષે.

**વિગત** લખવામાં આવે છે **તેને બાબત કહેછે.** પેટામાં નાણાંની જાત જણાવ્યા પછી દરેક રકમને બાબત લખવામાં આવેછે. (જુઓ ચોપડાઓમાં જમા ઉધારનાં પેટાં.)

૨૩. ખાતાદારને ખાતે **જમા ઉધાર** કરવાની **રકમ જેના સમક્ષ આપી-લીધી** હોય **તેનું નામ** પેટામાં **લખાય છે તેને હસ્તે કહેછે.** હસ્તે લખવા હોય ત્યારે સંક્ષેપમાં '**હા.** એમ લખી લેનાર દેનારનું નામ લખવામાં આવેછે જો **ખાતાદાર પોતેજ** આપવા લેવામાં **હોય તો 'હા. પોતે'** લખાય છે. અને **બીજો માણસ હોય તો 'હા. ફલાણા'** એમ લખાય છે. દરેક **રકમ સંબંધી વિગત લખ્યા પછી હસ્તે લખવામાં આવેછે.** (જુઓ ચોપડાઓમાં જમા ઉધારના પેટામાં.)

જમા ઉધારમાં હસ્તે લખવા.

૨૪. ગયા દિવસે લેવડદેવડ કરતાં **જે નાણું બાકી વધ્યું હોય તેને "શ્રી *પરાંત બાકી** કહેછે." હમેશાં નામું લખવાને **જમા ઉધારની બાજુએ દોર્યા પછી જમે બાજુએ પ્રથમ એ રકમ** લખવામાં **આવેછે** અને પછી ચાલતા દિવસમાં **જમા ઉધાર થનાર રકમો લખાય છે.** (જુઓ પેહેલા રોજમેળ તથા રોકડમેળ સિવાય બાકીના રોજમેળ તથા રોકડમેળમાં.)

શ્રી પુરાંત બાકીની વ્યાખ્યા વગેરે.

૨૫. **નવો મેળ** લખવો **શરૂ થાય** એટલે નામું લખવાને પ્રથમ આરંભ થાય **ત્યારે** પોતાની પાસે જે **નાણું હોય તે ગયા દિવસની શ્રીપુરાંત બાકી**છે એમ ગણાય **નહીં;** કેમકે નામું લખવાનો વ્યવહાર થયા સિવાય કોઈપણ રકમને એવું નામ આપી શકાતું નથી. માટે **એવી વખતે** વેપારી વગેરે લોકો **એ રકમ પોતાને નામે** ચોપડામાં **જમે કરે** છે. નામું લખવાના નિયમને જાળવવાની ખાતર શ્રીપુરાંત બાકીમાં કાંઈ ન હોય તો રકમના આંકડાંને ઠેકાણે શૂન્ય મૂકવું જોઇએ. પરંતુ **વેપારી વગેરે લોકો,** શરૂઆતમાં **શૂન્ય** મૂકવું પડે તેને **અપશૂકનનું ચિન્હ ગણેછે** તેથી શૂન્ય ન મૂકવું પડે અને **નામુ લખવાનો નિયમ જળવાય તે સારૂ 'શ્રીપુરાંત બાકી' ને ઠેકાણે 'શ્રી ગણેશ ખાતે,' 'શ્રી રૂપા ખાતે' અથવા 'શ્રી લાભ ખાતે'** એમ લખી **૧ દોકડો જમા તથા ઉધારમાં લખી વાળેછે.** (જુઓ પહેલા રોજમેળ તથા રોકડમેળમાં.)

નવા મેળમાં શ્રીપુરાંત બાકીને બદલે બીજું લખાય છે તે વિષે.

---

* સરકારી નામામાં ગયા દિવસની સિલકને શિલક રોજ ગુદરસ્તાની કહેછે. તેમજ શિલકમાં કંઈ રકમ નહોય તો આંકડામાં શૂન્ય મૂકવામાં આવે છે. શ્રી પરાંત બાકીમાં ચાર પદછે.—શ્રી-નાણું, પર-બીજા, અંત-છેવટે, બાકી-વધેલું.=બીજા દિવસે છેવટે વધેલું નાણું.

૨૬. જો હમેશાં નામું લખાયાં કરતું હોય તો **લહેણદેણ** કોનું કેટલું છે, પોતાની **મુડી** કેટલી કેવી રીતે રોકાઈછે, તે **સઘળું** તપાસી જોવાથી જાણી શકાય છે; પરંતુ **પોતાની હયાતી પહેલાં નામાઠામાનું ઠેકાણું ન હોય તો** નામું લખવું શરૂ કરતી વખતે એવી બાબતની નોંધ **નામામાં લેવાને ભૂલવું નહીં, ઘરમાંની રોકડ રકમ, +દાગીના વગેરે સ્થાવર જંગમ મિલકતની રકમ** + અને **લહેણું** એ ત્રણ રકમના **સરવાળામાંથી દેવું બાદ કરતાં વધે તે ખરી મિલકત કહેવાય;** માટે પહેલ વહેલું નામું લખતાં એ રકમો એવી રીતે લખવી જોઇએ કે—**પ્રથમની ત્રણ પ્રકારની રકમો પોતાને નામે, તથા દેવું લહેણદારને નામે જમે કરવું; અને લહેણી રકમ દેણદાર** આસામીઓને **નામે, સ્થાવર જંગમ, મિલકત તે જણશોને ખાતે,** અને **દેવું પોતાને નામે ઉધારવું.** એટલે **રીતસર જેને તેને ખાતે સઘળી રકમો આવી જશે.** પછી નિરંતર. જમાખરચ થાય તે લખ્યાં કરવો જેમકે—

નામાની શરૂઆત પહેલવહેલી થાયત્યારે પોતાની મિલકત નામે ચઢાવવા વિષે.

માગશર શુદ ૨ ના દિવસે આ નામું લખવાનો આરંભ કર્યોછે. કેમકે તે પહેલાં રીતસર નામું રાખવાનો વહિવટ નહોતો. કદાપિ નામું રાખવાની જરૂર પડતી ત્યારે તે રકમ ઠામખાતાવહીમાં લખવામાં આવતી. ( જુઓ એક ચોપડે નામું રાખવાનો ચોપડો. ઠામ ખાતાવહી. ) તે જોતાં એટલું માલમ પડયું કે રૂ ૧૫૦) પરી. પ્રેમાનંદ મનસુખના ચાલુ સાલથી દેવાછે. તથા રૂ ૩૦૭) ભટ. મગનલાલ પિતાંબર પાસે સંવત—૧૯૪૧ થી લહેણા રહેલા છે. ઘરમાં તપાસ કર્યો તો પેટીમાંથી રૂ ૩૦૦૧) રોકડા મળ્યા. દાગીનામાં રૂ ૩૨૫) ની હીરાકંઠી હેમની. રૂ૧૦૦) ગલુબંધ હેમનો, રૂ૨૫૦) નાં પગનાં કલ્લાં ચાંદીનાં જોડ ૨, રૂ ૩૫૦) ની કાળીગાંઠી તથા તુશી, રૂ ૧૦૧) ની બે રખી. અને રૂ ૨૦૦) નું પરચુરણ ઘરેણુંછે. અને રૂ ૭૦૦) સુધીનું એક ઘરછે. તો એ દિવસે પોતાને ખાતે તે સઘળી રકમો નીચે પ્રમાણે લખાઈ છે.

છગનના ઘરનું આ નામુંછે તો છગનને ખાતે દેવા સિવાયની એ સઘળી રકમો જમે થાય. પરંતુ રોકડા રૂા. છે તે શિલકમાં રહેવા જોઈએ માટે બાકીની જમાખરચી રકમો જેને તેને ખાતે ઉધરે. એટલે લહેણી રકમ મગનલાલ ભટને ખાતે, દાગીનાની રકમો દાગીના ખરચ ખાતે, ઘરવાળી

રકમ ઘર ખરીદ ખાતે ઉધરે. વળી પ્રેમાનંદ પારેખની રકમ દેવીછે. તે તેને આ-વાની છે. પરંતુ તે દેવીછે એમ જણાવા સારૂ તેને ખાતે જમે કરવી. એ રકમ જમે કરીએ તો શિલકમાં તેટલી વધે પણ વધી નથી. માટે પોતાને નામે એટલે છગનને નામે ઉધારી અને પેટામાં વિગત લખી કે, પાછલી દેવી હતી તે પ્રેમાનંદને ખાતે જમે કરીછે. (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળ અને નોંધમાં.)

**જો લહેણુ દેણુની રકમો તુરત માલમ પડે તેમ ન હોય તો જેમ જેમ તે જાણવામાં આવે તેમ** તેમ જેને તેને ખાતે **જમાઉધાર કરી પોતાને ખાતે તેથી ઉલટું લખવું. એટલે** સામાને ખાતે **જમે કરવી પડે** તો પોતાને ખાતે **તે રકમ ઉધારવી; અને** ઉધારવી **પડે** તો **જમે કરવી.** જેમ કે, પગી રામા રૂપા ખાતે નીકળતી રકમ માગશર શુદ ૧૫ ના દિવસે માલમ પડવાથી વસૂલ કરી છે. (જુઓ તે મીતિનો રોજમેળ તથા નોંધ.)

ખાનગી નામામાં રૂા. આના અને પાઈ હોયતો રૂા. તથા દોકડા કરી લખવામાં આવેછે.

૨૭. ઘરખાનગી અથવા વેપારીના નામામાં **રૂા. *આના અને પાઈની** રમકને **બદલે રૂા.** તથા **દોકડા લખવાનો** રિવાજ છે. દોકડાની ગણતરીમાં બે અથવા અઢી બદામ સુધીની છૂટ મૂકવામાં આવેછે અને તે ઉપરાંત થાય તો પા દોકડો ગણવાનો રિવાજ છે. જેમકે. રૂ૧૨–૫–૨ પાઈ હોય તો રૂ૧૨ા ૭ા દોકડા લખવામાં આવેછે.

રકમના આંકડા લખવાની વ્યવસ્થા.

૨૮. **દેશી રિવાજમાં** રૂપિયાનો **આંકડો પૂર્ણ હોયતો** તેની પાછળ ")"†**ઓળાયો કરવામાં** આવેછે. **એકલા આના હોયતો "૦)" મીંડાની પાછળ ઓળાયો કરી આના લખવામાં** આવે છે. તેમજ નામે લખતાં રૂા. ના આંકડાની પહેલાં રૂા. કરવાનો ધારો નથી. (જુઓ ચોપડાઓમાં જમાખરચની રકમો.)

જમા ખરચ ની રકમોના પ્રકાર.

૨૯. **જમાખરચમાં આવનારી રકમોબે પ્રકારનીછે.**

**અ. રોકડી. બ. જમાખરચી.**

૩૦. **જે રકમ** જમાખરચમાં પડવાથી **શિલકમાં વધઘટ કરી શકે**

---

* **સરકારી** નામામાં રૂા. આના પાઈથી રકમના આંકડા લખવામાં આવેછે.

†સરકારી નામામાં પૂર્ણ આંકડો હોય તો આના પાઈમાં શૂન્ય મૂકવામાં આવેછે.

રોકડી રકમની વ્યાખ્યા.

છે એટલે રૂપિયા, પૈસા, કે નોટોની જે આપ લે થાયછે તેને **રોકડી રકમ** કહેછે. ખાતાદારને ખાતે રોકડી રકમ જમા ઉધાર કરતાં પેટામાં 'રોકડા' નગદી એવી રીતે લખવામાં આવેછે.

(જુઓ દરેક ચોપડામાં જમા ઉધારના પેટામાં.)

જમાખરચી રકમનીવ્યાખ્યા.

૩૧. જે રકમ જમાખરચમાં આવીને શિલકમાં વધઘટ કરી શકતી નથી; પરંતુ જૂદે જૂદે ખાતે લેવડદેવડનો વ્યવહાર કરાવે છે તેને **જમાખરચી** રકમ કહેછે. દરેક ખાતાદારને ખાતે જમા ઉધાર કરતાં પેટામાં જમા ખરચી રકમ "જમાખરચ, અમૂક ધણીને ખાતે ઉધાર અથવા જમે, ફુલાણી બાબતના." એમ લખવામાં આવેછે. કબૂલત, માલની તથા હુંડીઓની ઉધાર લેવડદેવડ વગેરે રકમો જમા ખરચી રકમમાં ગણાય છે.

(જુઓ ચોપડાના નમુનાઓમાં જમાઉધાર રકમોના પેટાં.)

---

## બીજા માણુસ સાથેના વ્યવહારના જમા ખરચ વિષે.

સામાધણી પાસેથી લીધેલી રોકડી રકમ જમે કરવા વિષે.

૩૨. જે સામાધણીને ખાતે જમે ઉધાર કરવું પડે તેને ખાતાદાર કે ખાતાનો માલિક કહે છે. ખાતાદારને ત્યાંથી તેમની પોતાની કનેથી, અથવા તેમના મુનીમ, કે ગુમાસ્તા, વગેરે માણસોથી લીધેલી રોકડી રકમ તે મૂળ ધણીને નામે એટલે ખાતાદારને ખાતે જમે કરવી. અને પેટામાં આપનારના હસ્તે લખવા. જેમ કે.

અ—મહેતા મણીલાલ મૂળજી સાથે લેવડદેવડનો વ્યવહાર છે. તેથી માગશર શુદ ૨ ના દિવસે રૂ. ૪૦) રોકડા લઇ આવ્યા તો એ રૂ. મણીલાલ મેહેતાના તે દિવસે દેવા થયા કહેવાય. માટે આપણે ઘેર તે દિવસના રોજમેળમાં *મણીલાલ મહેતાને ખાતે એ રૂ. જમે થાય. અને પેટામાં લખાય

---

આપણે ત્યાં જમા થનારી રકમ સામા ધણીને ત્યાં આપણે નામે શીગેતે ઉધરે તે વિષે.

*મણીલાલ મહેતાને એ રૂ. આપણે લાવ્યા માટે આપણી પાસે લહેણા થયા તેથી તેઓ આપણે ખાતે ઉધારશે અને પેટામાં આપણે પોતે લેવા ગયા હોઈશું તો 'હા. પોતે. અને આપણી વતીનો માણસ એ રૂ. લેવા ગયો હશે તો હા. ફલાણો લઈ ગયો છે.' એમ જણાવશે.

કે **"રોકડા હા—તમારી પાસેથી લીધા છે."** ( જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં. )

**બ.** વળી તેમનેજ ત્યાંથી માગશર શુદ ૧૫ ના દિવસે તેમને ત્યાં રૂ૨૫) લેવા ગયા તે વખત એ મહેતા હાજર નહોતા પણ તેમના ભાઇ રામજી મહેતા હતા. મણીલાલની વતી તેઓ લેવડદેવડનો વ્યવહાર કરે છે માટે તેમને એ વિષે કહ્યું એટલે તેમણે એ રૂ. આપ્યા. આપણો વ્યવહાર મણીલાલ સાથે છે માટે મણીલાલ મહેતાને ખાતે એ રૂ. જમે થાય અને પેટામાં "હા. રામજી પાસેથી લીધા છે" એમ લખાય.

(જુઓ તે દિવસના રોજમેળ તથા રોકડ મેળમાં.)

સામા ધણીને ખાતે આપેલી રોકડી રકમ ઉધારવા-વિષે.

૩૩. **આપણે ત્યાંથી** આપણી **પોતાની પાસેથી અથવા આપણી વતી** લેવડદેવડનો **વહિવટ કરનાર** પાસેથી **સામો માણસ** **જે રોકડી રકમ લઇ જાય** તે **તેને નામે ઉધારવી** અને **પેટામાં લઇ જનારના હસ્તે** લખવા જેમ કે.—

**અ.** શાહ રણછોડ બાપુજી સાથે આપણો વ્યવહાર થયો. તેથી માગશર શુદ ૨ ના દિવસે આપણે ત્યાંથી તેઓ ડાકોર લઈ જવાને સારૂ રૂ૧૦૦) લઇ ગયા. તો રણછોડશાહ પાસે એ રૂ. માગીએ એટલે લહેણા થયા. માટે આપણા ચોપડામાં *રણછોડશાહને નામે તે રૂ. ઉધરે. અને પેટામાં 'હા. તમે પોતે ડાકોર લઈ જવા સારૂ લઇ ગયા છો' એમ લખાય.

(જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડ મેળમાં.)

**બ.** વળી માગશર શુદ ૧૫ ના દિવસે તેમનો દીકરો છોટાલાલ તેમના કહેવાથી રૂ૫૧) લેવા આવ્યો તે વખતે આપણે હાજર નહોતા માટે ગુમાસ્તા ચુનીલાલે તેને એ રૂપિયા આપ્યા. તો એ રૂપિયા રણછોડ પાસેજ લહેણા થયા માટે તે તેમને ખાતે ઉધરે; અને પેટામાં 'હા. તમારા દીકરા છોટાલાલ લઈ ગયા છે.' એમ લખાય.

( જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડ મેળમાં.)

---

રકમ લઈ જનાર પોતાને ત્યાં આપણેનામ શી રીતે લખે.

* **રણછોડદાસને** આપણું દેવું થયું માટે તે પોતાને ત્યાં આપણે ખાતે એ રકમ જમા કરશે. અને પેટામાં તેમને એ રકમ આપણે ત્યાંથી જેણે આપી હશે તેના હસ્તુ લખશે.

**૩૪. ખાતાદારની વતી ત્રીજે ઠેકાણેથી રોકડી રકમ લઇ આવવાનું અને તે ખાતાદારને ખાતે એ રકમ જમે કરી, પેટામાં રકમ મળ્યાનું સ્થળ બતાવવું.** જેમ કે—

ખાતાદારની વતી ત્રીજે સ્થળેથી લીધેલી રકમ જમા કરવા વિષે.

**મહા** શુદ ૫ ના દિવસે પરી. શામળભાઇ નથુભાઈની વતી મોદી રતનજી જમનાદાસને ત્યાંથી રૂ૧૦૧) લીધા. તો એ રૂપિયા આપનાર ધણીની સાથે આપણે કશો વ્યવહાર નહોતો. તેમ તેમની સાથે નવો વ્યવહાર બંધાતો નથી. ફક્ત શામળભાઇની વતી તેમને ત્યાંથી એ નાણાં લેવામાં આવે છે. માટે આપણો વ્યવહાર શામળભાઈ સાથે ચાલુ થાય છે. તેથી ‡શામળભાઇને ખાતે એ રૂ. જમે થાય. અને પેટામાં ‘હા. તમારી વતી મોદી †રતનજી જમનાદાસને ત્યાંથી લીધા છે’ એમ લખાય.

(જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

**જો** એ રૂ. આપણે ત્યાંથી કોઈ લઈ આવ્યું ન હોય પણ શામળભાઈએ તે રૂ. આપણને આપવાનું કહેલું તે ઉપરથી રતનજી મોદીનો માણસ આપણે ત્યાં રૂ. ભરી જાય તો પેટામાં ‘હા. તમારી વતી મોદી રતનજી જમનાદાસને ત્યાંથી ગુમાસ્તો ફલાણો ભરી ગયો છે’ એમ લખાય.

**કદાચિત્** રતનજી મોદીને ત્યાંથી આપણને રૂ. પહોચાડવાનું કહ્યું અને શામળભાઈ પોતાનેજ બની આવવાથી મોદીને ત્યાં એક ગુમાસ્તો

---

‡ **શામળ**ભાઇને એ રૂ. આપણી પાસે લહેણા થયા અને રતનજી મોદીના દેવા થયા. માટે તેઓ પોતાના ચોપડામાં એ રૂ. આપણે નામે ઉધારશે અને રતનજી મોદીને ખાતે જમે કરશે. જમે કરતાં પેટામાં લખશે કે ‘રોકડા ફલાણાને (આપણે)નામે ઉધાર. બાબતે અમારી વતી તમે આપ્યા છે. તેમજ ઉધારતાં લખશે કે ‘રોકડા. મોદી રતનજી જમનાદાસને ખાતે જમે. બાબતે તેમને ત્યાંથી તમને અપાવ્યા છે’

સામો માણસ ત્રીજે સ્થળેથી નાણાં અપાવી પોતાને ત્યાં શી રીતે જમાખર્ચ લખશે તે વિષે.

†**રતનજી** મોદીને એ રૂ. શામળભાઈ પાસે લહેણા થયા. માટે તેઓ તેમને ખાતે ઉધારશે અને પેટામાં લખશે કે ‘રોકડા. હા. તમારી વતી ફલાણા (આપણું નામ) ને આપ્યા છે.’

આપણને બીજાની વતી નાણાં આપનાર ત્રીજો માણસ શી રીતે નામે લખશે તે વિષે.

મોકલી રૂા. મગાવી લઈ આપણે ઘેર ભરાવે તો પેટામાં ફક્ત રૂા. ભરી જનાર ગુમાસ્તાનું નામ માત્ર લખાય. એવી રીતે કે—'રોકડા. હા. તમારો ગુમાસ્તો ભરી ગયો છે.'

૩૫. આપણા **ખાતાદારને જોઇતી રકમ ત્રીજે ઠેકાણેથી** અપાવવામાં આવે તો **આપનાર આસામીને ખાતે એ રકમ જમે કરવી અને લઇ જ ( લેવા આવનાર )નાર** ખાતાદારને **ખાતે ઉધારવી.** જેમ કે—

ત્રીજે સ્થળેથી ખાતાદારને અપાવેલીરોકડી રકમનો જમા ખરચ.

**માગશર** શુદ ૨ ના દિવસે ગાંધી મથુર વખતચંદને ત્યાંથી ત્રવાડી નાથજી ઘેલાભાઇને રૂ૫૧) અપાવ્યા. તો એ રૂપિયા નાથજી ત્રવાડી પાસે લહેણા થયા. માટે નાથજી* ત્રવાડીને ખાતે ઉધરે અને મથુર ગાંધીને ખાતે જમે થાય. જમે કરતાં પેટામાં 'રોકડા. હા. ત્રવાડી નાથજીને ખાતે ઉધાર. બાબતે તમારે ત્યાંથી તેમને અપાવ્યા છે,' તેમજ ઉધારતાં પેટામાં લખાય કે 'રોકડા. હા. મથુર ગાંધીને ખાતે જમે. બાબતે તેમને ત્યાંથી તમે અમારી વતી લાવ્યા છો.' ( જુઓ તે મીતિના રોજમેળ અથવા રોકડમેળમાં. )

**જો** ત્રવાડીને બદલે તેમનો માણસ આવી રૂા. લઈ ગયો હોય તો હસ્તેમાં તેનું નામ લખાય. **તેમ ન થયું હોય** પણ મથુર ગાંધીનો માણસ ત્રવાડીને ઘેર એ રૂા. ભરી આવ્યો હોય તો હસ્તેમાં એમ લખાય કે તમારે ત્યાં મથુર ગાંધીનો ફલાણો માણસ ભરી ગયો છે. **કદાચિત્** એ બંને રીતે ન થતાં આપણોજ માણસ મથુર ગાંધીને ત્યાંથી એ રૂા. લઈ ત્રવાડીને ઘેર આપી આવે તો. હસ્તેમાં ત્રવાડીને ઘેર જેણે રૂપિયા લીધા હોય તેનું નામ લખાય.

---

* **નાથજી** ત્રવાડીને આપણા દેવા થયા. માટે તે પોતાને ઘેર આપણે નામે જમે કરશે. અને પેટામાં રૂા. મળ્યાનું ઠેકાણું જણાવશે.

આપણીવતી ત્રીજે સ્થળેથી રૂપિયા લેઈ જનારપોતાને ત્યાં કેમ લખે તે.

**મથુર** ગાંધીને આપણી પાસે લહેણા થયા માટે તે પોતાને ઘેર આપણે નામે ઉધારશે અને પેટામાં નાથજી ત્રવાડીને રૂપિયા અપાવ્યા છે. એમ લખશે.

આપણીવતી રૂા. આપનાર ત્રીજો માણસ પોતાને ત્યાં કેમ લખે તે.

૩૬. જયારે **એક માણસની વતી બીજા માણસ સાથે** લેવડદેવડનો **કંઇપણ વ્યવહાર બાંધવો પડેછે ત્યારે કબૂલત કરી** અથવા **હવાલો આપ્યો** એમ **કહેવામાં આવે છે.**

કબૂલત અથવા હવાલાની વ્યાખ્યા.

૩૭. જે માણસ **કબૂલત નખાવે એટલે હવાલો આપે તેને કબૂલત કરાવનાર અથવા હવાલો** દે ( આપનાર ) **નાર કહેછે.** જે માણસ **વચ્ચે રહી કબૂલ થાય તેને કબૂલનાર** અથવા **હવાલો આપનાર કહેછે.** અને જે માણસ **કબૂલત કરી લે અથવા હવાલો લેવાનું કબૂલ કરે તેને હવાલો લેનાર અથવા કબૂલત લેનાર કહેછે.** જેમ કે—

કબૂલતમાં આવનાર ત્રણ આશામીનાં નામો.

**મણીલાલ** મહેતાએ ગણપતરામ અધ્યારૂને ચુનીલાલ ગાંધી પાસેથી ૩૫) લેવાના કબૂલાવ્યા હોય તો મણીલાલ મહેતા કબૂલત આપનાર, ગણપતરામ અધ્યારૂ કબૂલત લેનાર અને ચુનીલાલ ગાંધી કબૂલ થનાર કહેવાય.

૩૮. **ત્રણ પ્રકારની કબૂલત** થાય છે.

કબૂલતના પ્રકાર.

**अ. સામો ધણી** આપણને **ત્રીજા પાસે કબૂલાવે.**

**ब. આપણે** સામા ધણીને **ત્રીજા પાસે કબૂલાવીએ.**

**क. સામા માણસની** વતી આપણે **ત્રીજા સાથે કબૂલ થઇએ.**

૩૯. **સામો ધણી** આપણને **ત્રીજા પાસેથી** જે રકમ **કબૂલાવે તે એ** સામા ધણીને **ખાતે જમે કરી ત્રીજા માણસને ખાતે ઉધારવી.** જેમ કે—

સામા ધણી પાસેથી લીધેલી કબૂલતનો જમા ખરચ.

**માગશર** શુદ ૧૫ ના દિવસે મહેતા મણીલાલ મૂળજીએ ૫રી. શામળ નથુભાઇને ત્યાંથી રૂ૧૦૦) સો લેવાની કબૂલત નખાવી. તો મણીલાલ મહેતાની કનેથી એ રૂા. ૫તી ૫રી. શામળભાઇને ખાતે લહેણા થયા. માટે ૫રી. *શામળભાઈને ખાતે એ રકમ ઉધરે અને મણીલાલ મહેતાને ખાતે

---

* શામળભાઇને આપણું દેવું થશે અને મણીલાલ મહેતા પાસે લહેણું થશે માટે તેઓ આપણે નામે એ રકમ જમે કરી મણીલાલ મહેતાને ખાતે ઉધારશે અને પેટામાં વિગત લખશે. તેમજ મણીલાલ મહેતાને શામળભાઈનું દેવું થશે અને આપણી પાસે લહેણું રહેશે. માટે તે શામળભાઈને ખાતે જમે કરી આપણે નામે ઉધારશે.

કબૂલનાર તથા કબૂલાવનાર પોતાને ત્યાં કેમ જમા ખરચ ઉધારશે.

જમે થાય. જમે કરતાં પેટામાં. '[1]જમાખરચ ૧. હા. પરી. શામળભાઈને ખાતે ઉધાર. બાબતે તમે કબૂલાવ્યા છે.' ઉધારતાં પણ લખાય કે 'જમા-ખરચ ૧. હા. મહેતા મણીલાલ મૂળજીને ખાતે જમે. બાબતે તમારી કબૂલત કરાવી છે.' (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

**જો** કબૂલાત થયેલી રકમ તુરત પતી જાય તો ક. ૩૪ પ્રમાણે થયું સમજી તેનો જમાખરચ નાખવો.

સામા ધણીને આપણે કબુલાવીએ તેનો જમાખરચવિષે

૪૦. આપણે **ત્રીજા માણસ સાથે સામા માણસને** કોઈ રકમ ક**બૂલાવીએ તો એ રકમ કબૂલનારને નામે એટલે** વચ્ચે રહેનાર **ત્રીજા આસામીને નામે જમે કરી કબૂલત કરી લેનારને** એટલે સામા ધણીને **નામે ઉધારવી.** જેમ કે—

**માહા** વદ.)) શા. રણછોડ બાપુજીને પરી. પ્રેમાનંદ મનસુખને ત્યાં રૂ૭૫) ની કબૂલત આપી. તો એ રૂ. પ્રેમાનંદના દેવા, અને રણછોડ પાસે લહેણા થયા. માટે રણછોડને* ખાતે ઉધરે અને † પ્રેમાનંદના ખાતે જમે થાય. જમે કરતાં પેટામાં લખાય કે. "હા. શા. રણછોડને ખાતે ઉધાર બાબતે તમારી કબૂલાત આપી છે. તેમજ ઉધારતાં પેટામાં લખાય કે" હા. પરી. પ્રેમાનંદને ખાતે જમે બાબતે તમને કબૂલાવ્યા છે.

૪૧. **આપણે** બીજા માણસની વતી **ત્રીજા માણસને** જે રૂ. **આ-**

---

[1] કબૂલત જમા ખરચની રકમ છે માટે જેમ રોકડી રકમ નામે લખતાં પેટામાં રોકડા લખવામાં આવેછે તેમ આ રકમના જમા ખરચમાં 'જમા ખરચ' એમ લખવામાં આવેછે પછી તેની સાથે જેટલી રકમો એવી રીતના જમાખરચની હોય તેનો આંકડો પણ લખવામાં આવેછે.

* **રણછોડ** ને આપણા દેવા થયા. માટે તે આપણે નામે જમે કરે અને પ્રેમાનંદને ખાતે ઊધારે. જમે કરતાં પેટામાં લખે કે—હા. પ્રેમાનંદને ખાતે ઊધાર બાબત તમે કબૂલાવ્યા છે. અને ઊધારના પેટામાં લખે કે "હા, ફલાણાના (આપણા) નામે જમે, બાબતે તેમની કબૂલતના".

† **પ્રેમાનંદ**ને રણછોડના દેવા થયા અને આપણી પાસે લેહેણા થયા, માટે તે આપણે નામે ઊધારી રણછોડના જમે કરે. ઊધારતાં પેટામાં લખે કે હા. રણછોડને ખાતે જમે બાબતે તમારી વતીની કબૂલત કરી છે. અને જમે કરતાં લખેછે કે 'હા. ફલાણા (આપણે) નામે ઊધાર. બાબતે તેમની વતી તમને કબૂલ્યા છે.

બીજાની વતી ત્રીજાને કબુલ થયાનો જમા ખરચ.

**પવાને કબૂલ થઇએ. તે રૂ. ત્રીજા માણસને નામે જમે કરી અપાવનાર** બીજા માણસને **નામે ઉધ્રાવવા.** જેમ કે—

**પ્રથમ ચૈત્ર** શુદ ૧૦ ના દિવસે મણીલાલ મૂળજી મહેતાની વતી ૩૧૦) પરી, શામળભાઇ નથુભાઇને આપવાના કબુલ કર્યા. તો એ રૂ. પરી. શામળભાઈના દેવા, અને મહેતા મણીલાલ મૂળજી પાસે લહેણા થયા. માટે આપણે ત્યાં પરી. *શામળભાઈને ખાતે જમે થઈ મણીલાલ મૂળજીને ખાતે ઉધરે. જમે કરતાં પેટામાં લખાય કે, 'જમે ખરચ ૧. હા. મણીલાલ મહેતાને ખાતે ઉધાર. બાબતે તેમની વતી તમને કબૂલ્યા છે.' અને ઉધારના પેટામાં લખાય કે 'જમે ખરચ ૧. હા. પરી. શામળભાઇને ખાતે જમે. બાબતે તમે તેમને કબૂલાવ્યા છે.'

(જુઓ તે દિવસના રોજમેળ અથવા નોંધમાં).

૪૨. **સામા માણસ સાથેના વ્યવહારમાં વટાવ મળે અથવા વટાવ આપવો પડે તો એ વિષેનો જમા ખરચ વટાવ ખાતામાં કહ્યા પ્રમાણે કરવો.**

સામા માણસ સાથે વટાવ લેવાદેવાનો જમા ખરચ.

(જુઓ વટાવ ખાતાના જમા ખરચ વિષેની સમજુતીમાં.)

૪૩. **સામા માણસ સાથેના વ્યવહારમાં વ્યાજની લેવડ દેવડ થાય તેનો જમા ખરચ વ્યાજ ખાતાના જમા ખરચની સમજુતીમાં કહ્યા પ્રમાણે કરવો.**

સામા માણસ સાથે વ્યાજ લેવા દેવાનો જમા ખરચ.

(જુઓ વ્યાજના જમા ખરચ વિષેમાં).

૪૪. **સામા માણસને ત્યાંથી લીધેલા માલનો વેપાર કરવો હોય તો તેનો જમાખરચ માલની લેવડદેવડની સમજુતીમાં** કહ્યા પ્રમાણે કરવો.

સામા માણસને ત્યાંથી વેપાર કરવા માલ લાવ્યાનો જમાખરચ.

(જુઓ માલની લેવડદેવડના જમાખરચ વિષેમાં.)

---

* **શામળ**ભાઈને મણીલાલ પાસેનું લહેણું પડ્યું અને આપણી પાસે થયું માટે મણીલાલને નામે જમે કરે. અને આપણે નામે ઉધારે, અને પેટામાં એ હકીકતથી ઊલટું લખે એવી રીતે કે—"જમેખરચ ૧. હા. ફલાણાને ખાતે જમે અથવા ઉધાર. બાબતે કબૂલત થઈછે".

મણીલાલને શામળભાઈનું દેવું પડ્યું અને આપણું દેવું થયું માટે તે આપણે નામે જમે કરી શામળભાઈને ખાતે ઉધારે. અને જમે ઉધાર કરતાં પેટામાં ઉપર પ્રમાણેજ લખે.

સામા માણુસને માલ આપ્યાનો જમા ખરચ.

૪૫. આપણી દુકાનમાંથી સામા માણસને કોઈ જાતનો માલ આપીએ તો તેના જમાખરચ વિષે પણ માલની લેવડદેવડની સમજુતીમાં જુઓ.

બીજા માણસ સાથે ખર્ચની રકમ આપ, લે, થવાના જમા ખર્ચ.

૪૬. સામા માણસને ત્યાંથી ઘરખરચને સારૂ રકમ લાવીએ અથવા આપણે ત્યાંથી ઘર ખરચની રકમો પૈકી કોઈ રકમ સામા માણસને આપીએ તેના જમા ખરચ વિષે ખરચ ખાતાની સમજુતીમાં જુઓ.

સામા માણસ સાથે થયેલી હુંડીના લેવડદેવડનોજમાખર્ચ

૪૭. સામા માણસ સાથે હુંડીની, ચીઠ્ઠીની, કે ભલામણની લેવડદેવડ થાય તેના જમા ખરચ વિષે હુંડીઓના જમા ખરચમાં જુઓ.

લહેણું વસૂલ કરવા કોરટ ચઢતાં કરેલા ખરચના જમા ખરચ વિષે.

૪૮. સામા માણસ પાસે આપણું લહેણું હોય તે વસૂલ થઇ શકે નહીં ત્યારે સરકારમાં ફરિયાદ કરતાં જે કંઈ કોર્ટ ખરચ થાય, તે પ્રતીવાદી એટલે આપણી સામા જવાબ દેનાર આપણા દેણદાર પાસેથી કરેલો ખર્ચ મળવાનું ઠરતા સુધી એવા ખરચની રકમ "ઉપર ટપકે" તેના ખાતે લખી રાખવી અથવા ×અરજી ખરચ ખાતે ઉધારી રાખવી. જેમ કે—

૪૯. જો આપણા લેહેણદારને અરજી ખરચ આપવો પડે તો એ રકમ ખરચખાતે અથવા વટાવખાતે ઉધારીને તેને ખાતે જમે કરવી, અને જ્યારે તે આપીએ ત્યારે તેને ખાતે ઉધારવી. શાહુવટ ધરાવનાર માણસ એવો પ્રસંગ આવવા દેતા નથી. કદાપિ વેપારને અંગે ભાગી-

× જેને એવી જાતની ઘણી ફરિયાદો કરવાની હોયછે તેઓ અરજી ખરચ ખાતું રાખી થયેલો ખરચ ઉધારેછે અને જ્યારે લહેણદાર પાસેથી મજરે મળવાનું થાયછે ત્યારે તેને ખાતે ઉધારી આ અરજી ખરચખાતે જમે કરેછે. જેને ત્યાં એવો બનાવ કવચિત્ બને તેઓ એવી રકમ ઉપરટપકે અથવા ખરચખાતે લખી રાખેછે અને વસૂલ થાય ત્યારે ઉપરટપકે લખેલું વાળી નાખીને, અથવા ખરચ ખાતે જમે કરીને લહેણદારને ખાતે ઉધારે છે.

**કારોમાં વિરોધ ઉઠવાથી, અથવા સામા ધણી સાથે વાંધો પડતાં) ફરિયાદીનો પ્રસંગ આવે છે વેપારી હોય તે એવી રકમ વટાવખાતે ઉધારીને પોતાના લહેણદારને ખાતે જમે કરે, અને જ્યારે તેને આપે ત્યારે તે રકમ એને ખાતે ઉધારે.**

*સામા ધણી પાસેથી લહેણું વસૂલ કરતાં છૂટ મેલ્યાનો જમે ખરચ.*

૫૦. **સામા માણસની** એટલે દેણદાર ખાતાદારની **નબળી દશા આવવાથી લહેણી રકમમાં છૂટ મૂકીને બાકીની રકમ લેવાનો વખત આવે, તો છૂટ મેલેલી રકમ વટાવખાતે ઉધારવી અને એ દેણદારને ખાતે લહેણી રકમ હોય તેટલી પુરી જમે કરવી.** જેમકે.—

માગશર શુદ ૧૫ મે. **રામપુરાના** પગી સાયભાજી જાલુજી પાસે રૂ૫૦) લહેણા હતા પરંતુ તેની નબળી દશા થવાથી રૂ૧૫) રોકડા લીધા; રૂ૧૫) ની ગાય ૧) તથા રૂ૧૫) નો બળદ. ૧ ખંડી લીધો, અને રૂ૫) પાંચ છૂટ મૂકી ખાતું માંડી વાળ્યું. આપણે ઘેર સાયભાજીનાં ઢોરઢાંકની કિમત તથા રોકડી રકમ ગણતાં રૂ૪૫) પહોંચે છે. એટલે પાંચ રૂ. નું આપણને નુકસાન થાય છે. પરંતુ એ નુકસાન હવે સાયભાજી પાસેથી મળવાનું નથી માટે તે *વટાવખાતે ઉધરે, અને સાયભાજીને ખાતે પુરેપુરૂં લહેણું એટલે રૂ૫૦) જમે થાય; જમે કરતાં પેટામાં વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળ અને નોંધમાં.)

*દેવાપેટે મળેલી છૂટ બદલના જમા ખરચ વિષે.*

૫૧. **સામા માણસનું આપણે દેવું હોય તેમાંથી જે રકમ છૂટ મેલાવી હોય તે રકમ વટાવખાતે જમે લેવી અને સામા માણસની જેટલી દેવી રકમ હોય તેટલી આપતી વખતે તેને ખાતે ઉધારવી. જેમકે—**

**માહા** સુદ. ૫ ના દિવસે રાજારામ રૂપરામના સો રૂપિયા દેવા હતા તેને પેટે રૂ૨) બે છૂટ મૂકાવી અઠ્ઠાણું આપવા પડ્યા છે તો બે રૂ. વટાવખાતે જમે થાય અને સો રૂપિયા રાજારામને ખાતે ઉધરે.—

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળમાં અથવા રોકડમેળ અને નોંધમાં.)

---

* **સાધારણ ઘરધણી** એવી રકમ ખરચખાતે ઉધારી વાળે છે.

## પેદાશના જમાખરચ વિષે.

પેદાશનાં સાધન.

૫૨. **પેદાશને ઉત્પન્ન, ઉપજ અથવા આવક** કહેછે. વગર આવકે ખરચ થઈ શકતો નથી. પેદાશ ન હોય તો બીજા માણસોને ત્યાંથી નાણું લાવીને ખરચ કાઢવામાં આવેછે. નિરંતર **પેદાશ વધવાને** દરેક માણસ બનતા **પ્રયત્ન** કરેછે. સઘળા માણસોને **સરખી પેદાશ** કે **સરખા ઉદ્યોગ** કરવાનું હોતું નથી. પરંતુ સૌ પોતાની શક્તિ પ્રમાણે ઉદ્યોગમાં તત્પર રહેછે. સઘળા વેપારમાં **સરાફનો ધંધો ઉત્તમ, મજુરીનો ધંધો કનિષ્ટ** અને **બાકીના ધંધા મધ્યમ** ગણાયછે. બારીકપણે વિચાર કરીએ તો **પેદાશ મેળવવા જોગ ત્રણ સાધન** ગણી શકાશે. તેનાં નામ.—

**अ. નાણું, ब. જમીન. क. જાતમહેનત.**

પેદાશના પ્રકાર.

૫૩. નાણું, જમીન અને જાતમહેનતવડે સઘળા માણસો પેદાશને વધારવાનો યત્ન કરેછે. માટે તે ઉપર વિચાર કરતાં નીચે પ્રમાણે **પેદાશના મુખ્ય પ્રકાર** ઠરાવી શકાશે.

**अ. વિવિધ નાણું આપવામાં અને લેવામાં થતી પેદાશ.**
**ब. નાણું ધીરવામાં અને જમે રાખવામાં થતી પેદાશ.**
**क. હુંડીઓ આપવામાં અને લેવામાં થતી પેદાશ.**
**ड. માલની લેવડ દેવડ કરતાં થતી પેદાશ.**
**इ. ખેતર, વાડી કે બીજા પ્રકારની જમીનો વડે થતી પેદાશ.**
**फ. જાત મહેનત એટલે મજૂરી કરી મેળવાતી પેદાશ.**

એ દરેક બાબતની પેદાશ વિષેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

---

## વટાવ વિષે.

### એટલે

### अ. વિવિધ નાણું આપવા લેવામાં થતી પેદાશના જમાખરચ વિષે.

વટાવખાતાની વ્યાખ્યા.

૫૪. **વિવિધ નાણું આપતાં લેતાં જે નફો તોટો થાયછે તેને વટાવ** કહેછે. અને **તેનો જમાખરચ નાખવાના ખાતાને વટાવખાતું** કહેછે.

૫૫. **પેદાશને** લગતાં સઘળાં **ખાતાંમાં વટાવખાતું મુખ્ય** છે. સા-

વટાવખાતાનો થતો ઉપયોગ.

ધારણ વેપારી તથા કેટલાક ગૃહસ્થ તમામ પરચુરણ પેદાશ વટાવખાતે જમે કરેછે.

૫૬. **મોટા વેપારીઓ** પેદાશવાર જમાખરચ લખવાને **દરેક જાતની**

મોટા વેપારીને ત્યાં વટાવ ખાતાનો ઉપયોગ.

**પેદાશનાં જૂદાં જૂદાં ખાતાં રાખેછે.** તથાપિ નીચે લખેલી રકમોનો જમાખરચ વટાવખાતે લખેછે.

**अ.** **છૂટક પૈસા આપતાં લેતાં થયેલી વધઘટ.**

**ब.** **નાણાં ફેરફાર કરતાં આવતો જતો વટાવ.**

**क.** **બદલાના નાણાં લેતાં આપતાં આવતી જતી કસર.**

**ड.** **બીજાં માણસોનો માલ ખપાવી આપતાં મળેલી દલાલી.**

**इ.** **લહેણ દેણ વસૂલ કરતાં મેલેલી છૂટ.**

**फ.** **વેપારમાં થયેલો નફો તોટો.**

**जी.** **પરચુરણ ઉત્પન્ન અથવા ખરચ.**

૫૭. **પૈસા** આપવા લેવાનો **વેપાર** કરનાર **નાણાવટી** કહેવાય છે. **નાણાવટી †બાંધું નાણું લઈ છૂટા પૈસા આપેછે.** નાણાવટીઓ વધારેમાં વધારે દર રૂપિયે પા આનો નફો મેળવીને એ ધંધો કરેછે. **તેમાં તેમને જે નફો તોટો થાયછે તે વટાવખાતે જમા ઉધાર કરેછે.** જેમકે.—

**માગશર** શુદ ૨ ના દિવસે ૬૫ લેખે ૩૨૫) ના છુટા રાખીને ૬૪ ને ભાવે વેચ્યા તેમાં ૩૫) નરમ* શિક્કાના હતા માટે દર રૂપિયે ૦) ાા કાપી લીધો. ૩૨૫) ના વેપારમાં દર રૂ. એ ૦)ા પ્રમાણે ૩૦ા=ા પૈસાની કસરના મળ્યા અને પાંચ રૂ. નરમ શિક્કાના અર્ધા આના ફેર રાખ્યા તેમાં ૦)=ાા મળ્યા એટલે એકંદરે ૦ાાાાા અરધો રૂ. પોણા આનાનો ફાયદો થયો કહેવાય માટે તે રકમ વટાવખાતે જમે થાય અને પેટામાં લખાય કે "રોકડા. બાબત છુટા પૈસા લઈને વેચ્યા તેની કસરના મળ્યા છે. (જુઓ તે દિવસના વેપારીના રોજમેળ કે રોકડમેળમાં.)

---

† રોકડું નાણું અથવા બાંધી રકમ. રૂપા નાણું રોકડું કે બાંધી રકમ કહેવાય છે અને ત્રાંબા નાણું છૂટી રકમ કહેવાય છે.

* **નરમ** રૂપિયાનો વટાવ કાપી આપનાર એ પૈસા ખરચખાતે ઉધારે. વેપારી હોય તે એવી રીતે નુકસાન ખમી પૈસા લે નહીં. પરંતુ હલકા લોકો અણસમજને લીધે એવી બાબતમાં ઠગાય છે. વેપારી, એવું નાણું આવ્યું હોય તે બનતા સુધી ઉપયોગમાં લેછે ને, તે નજ ચાલે તો પાંચ પચ્ચાસ એકઠા થયા પછી વટાવેછે એટલે તેમને ઘણી જુજ કસર પડેછે.

૫૮. **એક શિક્કાનું નાણું હોય તે બીજા શિક્કાના નાણાંમાં લાવવું પડે ત્યારે તેને નાણાં ફેરફાર કર્યો** કહે છે. નાણાં ફેરફારનો ધંધો નાણાવટી અથવા સરાફો કરે છે. કેમકે એમને ત્યાં જોઇએ તે શિક્કાનાં નાણાં મળી શકે છે. તેઓ **નાણાં ફેરફાર કરતાં જે નફો તોટો મળે છે તે વટાવખાતે જમા ઉધાર કરે છે.** જેમકે.—

નાણાં ફેરફારની રકમ વટાવખાતે જમા ઉધાર થાય.

**માગશર શુદ.** ૧૫ ના દિવસે. રૂ૮૦) કલદાર દા. ૧૮ ના ભાવે રાખ્યા તે બદલ રૂ૯૪ાા ૧૦ દોકડા બાબાશાહી આપ્યા તો ઘરમાં બાબાશાહીની એંશીની રકમને બદલે એંશી કલદાર ઘરમાં આવ્યા. અને રૂ૧૪ાા ૧૦ દોકડા વધારે ગયા તે વટાવના આપવા પડયા. માટે એ રૂ૧૪ાા ૧૦ દો. * વટાવખાતે ઉધરે; અને પેટામાં લખાયકે "રોકડા બાબતે રૂ૮૦) કલદાર દા. ૧૮ ના ભાવે રાખ્યા તેમાં આપ્યા છે." ( જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં. )

**પ્રથમ** ચૈત્ર સુદ. ૧૫ મે રૂ૬૦૦) કલદાર દા. ૨૦ ના ભાવે રોકડેથી આપ્યા અને બાબાશાહી લીધા. બાબાશાહી લેતાં સેંકડે બેઆના બદલાની કસરના લીધા તો રૂ૧૨૦) નાણાં ફેરફારના વટાવમાં મળ્યા. અને રૂ૭ાા૰ના બદલાના રૂપિયાની કસરના લીધા એટલે એકંદરે રૂ૧૨૭ાા૰ના +વટાવ મળ્યો કહેવાય-માટે તેટલી રકમ વટાવખાતે જમે થાય. અને પેટામાં વિગત લખાયકે. રોકડા બાબતે કલદાર રૂ૬૦૦) દા. ૨૦ ના ભાવે આપતાં વટાવના તથા દર રૂ૧૦)૰ બદલાના લીધા છે.'

( જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં. )

૫૯. જ્યારે **નાણાં ઉપરનો શિક્કો ઘસાઇ ગયો હોય** અથવા **તેની અંદર ગાબડી** એટલે **પતરી** વાળો, **મહોરફેર** કે **શક પડતો હોય ત્યારે તેને બદલાનું નાણું** કહે છે. **બદલાનું નાણું આપતાં લેતાં જે નફોતોટો થાય તે વટાવખાતે જમાં ઉધાર કરવામાં** આવેછે. જેમ કે.—

બદલાનાના ણાંની કસર વટાવખાતે જમા ઉધાર થાય.

---

* રૂપિયા આપી જનારને રૂ૧૪ાા ૧૦ દોકડા વટાવના મળ્યા તે પોતાને ત્યાં વટાવખાતુ રાખતો હોયતો વટાવખાતે જમા કરે નહિતો ખરચખાતે કે પરચુરણ પેદાશ ખાતે જમા કરે.

+ સામો માણસ એ રૂ૧૨૭ાા૰ના વટાવખાતે ઉધારશે. જો તેણે જાત્રા વગેરેના ઉપયોગને સારૂ એટલે ખરચ કરવાને સારૂજ તે નાણાં લીધાં હશે તો તે ખરચખાતેજ ઉધારશે.

**જેઠ વદ ૬ ૩૫)** પતરીવાળા હતા તેથી રૂપિએ આના પ્રમાણે વટાવ લઈ સારા રૂા. આપ્યા તો મળેલા ०।~ વટાવ ખાતે જમે થાય અને પેટામાં વિગત લખાય કે 'બદલાના ૩૫) રાખ્યા તેના વટાવના.' (જુઓ તે દિવસના વેપારીના રોજમેળમાં અથવા રોકડમેળમાં.)

દલાલનીવ્યાખ્યા.

૫૦. આપણુ ત્રીજા માણુસને ત્યાંથી **વચ્ચે રહી માલ અપાવનારને અથવા** માલના લેનાર દેનારની **વચ્ચે ઉભો રહીને માલનો નિકાલ કરાવી આપનાર** ત્રીજો માણુસ **દલાલ કહેવાય** છે. મોટાં શહેરોમાં હરેક જણુશ લેતાં દલાલની જરૂર પડેછે.

દલાલીનીવ્યાખ્યા.

૫૧. **દલાલને** આપેલી તસ્દીના બદલામાં **જે રકમ આપવામાં આવે છે તેને *દલાલી કહેછે.** દલાલી એક પ્રકારની નથી, માટે મહેનતના પ્રમાણુમાં તેની મજૂરીના દર ઠરાવવામાં આવે છે. બજારમાંથી માલ અપાવવા અથવા વકરો કરાવી આપવામાં ઘણુંકરીને સેંકડે ટકા લેખે દલાલી અપાવાનો રિવાજ હોયછે.

દલાલને ખોટીએ ધોતિયું.

૫૨. **દલાલ** હરકોઈ રકમનો **ધાટ બેસાડી આપેછે. પરંતુ** તે હરકોઈ રકમનું **જોખમ માથે રાખીને** આપવા લેવાનું **સાટું કરતો નથી.** રકમ લેવામાં કે દેવામાં છેતરાવું પડે તેમાં દલાલને કંઈ લાગે વળગે નહીં. તેને તો **પોતાની દલાલી મળવી જોઇએ.**

વટાવ ખાતે મળેલી દલાલી જમે થાયછે.

૫૩, વેપારીઓ **માલ ખરીદતાં** આપેલી **દલાલી માલની રકમપર ચઢાવે** છે માટે એવી દલાલી વટાવખાતે ઉધારતા નથી. સામા માણુસ તરફથી **મળેલી દલાલીની** રકમ **વટાવખાતે જમે** કરેછે. જેમકે.

**માગશર** શુદ ૨ ના દિવસે પગી સાયબા બાલુજીને પરી. **અમૃતલાલ ગોરધનદાસની** દુકાનેથી ૩૬) નાં લુગડાં અપાવ્યાં તેમાં ०)~ આનો †**દલાલી લીધી.** તો એક આનાની રકમ વટાવ ખાતે જમે થાય, અને પેટામાં લખાય કે

---

* 'ખરે' અને 'મોળે' એવા બે શબ્દો માલની લેવડદેવડ કરતાં બોલવામાં આવેછે. ખરેનો અર્થ દલાલી લેવાની, અને મોળેનો અર્થ દલાલી નહીં થાયછે.

† બજારમાંઆવી રીતે દલાલી મળેછે તે માલ વેચનાર વેપારી માલના રૂપિયા લે તેમાંથી કાપી લેવામાં આવેછે. એટલે માલ વેચાણ રાખનારને તેમાં કંઈ હરકત આવતી નથી. કેમકે તેની પાસેથી તો જો દલાલે દલાલી ન લીધી હોત તોપણ છ રૂા. માં ઓછું લેવાનું નહોતું. તથાપિ કદાપિ લેનાર હોંશિયાર હોય તો વેચનાર પાસેથી ઠગાઈને ન આવે. વેચનાર, ०)~ આપ્યો માટે વેચાણમાં તે જતાં વધ્યું તેટલું ઉપજ્યું ગણી જમે કરશે.

"રોકડો. દલાલીમાં મળ્યો છે."

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

કમિશન દલાલી જેવુંછે ને તે વટાવ ખાતે જમે થાયછે.

૬૪. હાલ આપણા લોકોમાં ચોપડીઓ બનાવી વેચવાનો રિવાજ નીકળ્યો છે. તેથી **ચોપડીઓ ખપાવનાર દલાલોને નફા તરીકે જે રકમ આપવામાં આવેછે તેને કમિશન કહેછે.** બુકસેલરો ચોપડીઓ વેચવાનો ધંધો કરેછે. માટે ચોપડીઓના કર્ત્તા તેમને ઠરાવેલા દર પ્રમાણે કમિશન આપેછે. બીજા વેપારની દલાલીના ભાવ સાથે સરખાવતાં કમિશનનો ભાવ ઘણો ભારે છે. **કમિશનથી મળેલી રકમ વટાવખાતે જમે કરવી.** જેમકે.—

જેઠ શુદ ૧ ના દિવસે. ઠકર રણછોડ મોતીરામને ૩૨૫) ની ચોપડીઓનું વેચાણ કરાવી આપ્યું તે બદલ સાડાબાર ટકા લેખે કમિશનના ૩૩)=* મળ્યા. તો એ ૩૩)= વટાવ ખાતે જમે થાય અને પેટામાં લખાય કે 'રોકડા. બાબતે ચોપડીઓનું વેચાણ કરાવી આપ્યું તેના કમિશનમાં મળ્યા છે.'

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

દલાલીનો એક પ્રકાર આડત છે ને તે વટાવખાતે જમે થાયછે.

૬૫. **પરદેશમાં એક બીજાની વતીનું કામ કરવા બદલ વ્યવહાર બંધાય છે તેને આડત** કહેછે. દલાલીનો એક પ્રકાર આડત કહીએ તો ચાલે. સામો માણસ માલ મગાવે અથવા મોકલે તે વેચાણ કરાવી આપી વેચાણની રકમ ઉપર ઠરાવેલા દર પ્રમાણે આડત લેવામાં આવેછે. આડતનો ભાવ વધારેમાં વધારે અઢી ટકા સુધી હોયછે. **માલના વેચાણ ઉપર લીધેલી આડત વટાવ ખાતે જમા** થાયછે. જેમકે.—

---

*__બુકસેલર__ રણછોડ મોતીરામ તે ગ્રંથનો બનાવનાર હોય તો તે, પચીસનાં પુસ્તક વેચાયાં તેમાંથી કમિશન બાદ કરતાં ૨૧૫।।= ચોપડીઓના માલના વકરાખાતે જમે કરશે. અને જો તેણે ત્રીજે ઠેકાણેથી લાવીને માલ વેચ્યો હશે તો તેને પોતાને સામાધણી પાસેથી કાપી લેવાનું કમિશન હશે તેમાં એટલું કમિશન ઓછું મળ્યું ગણી બાકીનું કમિશન વટાવખાતે અથવા કમિશન ખાતે જમે કરશે. જેમકે રણછોડ એ ચોપડીના કર્ત્તા પાસેથી પચીસ ટકા કમિશનની સરતે લાવ્યા છે તો તેને પણ કમિશન કાપતાં ૩૩)= કમિશન તરીકે ચોખ્ખા મળ્યા. માટે તે એ રકમ કમિશન ખાતે અથવા વટાવ ખાતે જમે કરશે. બુકસેલરોની પેદાશ કમિશન ઉપર હોયછે માટે તેઓ કમિશન ખાતું રાખે તો તેથી થયેલી પેદાશ તેમના જાણવામાં આવે.

જેઠવદ ૧૦ ના દિવસે પરી. મોહનલાલ પિતાંબર તરફથી ઘી મણ ૨૫) આવી પહોચ્યું તે બજારમાં બતાવતાં દા. ૨૦) ના ભાવે વેચાણ થયું. તે વખતે તેમના ચી. મૂળજી આવેલા હતા તેથી પરભાર્યા તેમને એ રૂ. અપાવ્યા અને તેમાંથી આડતના રૂ૫) લીધા તો એ રૂ૫) વટાવખાતે જમે થાય અને પેટામાં લખાય કે 'રોકડા બાબતે મોહનલાલ પીતાંબરદાસનું ઘી વેચાણ કરાવ્યું તેમાં આડતના મળ્યા છે.'

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

ખાતાદારને લહેણી રકમ પૈકી મેલેલી છૂટ વટાવખાતે ઉધારવી.

૬૬. ખાતાદાર કને નીકળતી **લહેણી રકમ વસૂલ કરતાં જે રકમ માફ કરવામાં આવે તેને છૂટ મુકી કહે છે. છૂટ મેલવી એટલે** સામા ધણી પાસે **નીકળેલી રકમ પૈકી કાંઇ રકમ ઓછી લેવી.** જ્યારે એવી રીતે ખાતાદારને ખાતે છૂટ મૂકી બાકીની રકમ વસુલ કરી લઈ તેનું ખાતું માંડી વાળવું હોય ત્યારે. **છૂટ મૂકેલી રકમ વટાવખાતે ઉધારવી અને** ખાતાદારને ખાતે નીકળતી લહેણી રકમ પૂરેપૂરી જમે કરવી. જેમકે.

**મહા** શુદ ૧૫ મે તજવીજ કરતાં માલમ પડયું કે, બારોટ કાભાઈ મનોર પાસે રૂ૫૫) પાછલા લહેણા છે. પરંતુ તેની હાલત નબળી છે તેથી પૂરેપૂરા વસૂલ થાય તેમ નથી. માટે રૂ૧૦) ની છૂટ મૂકી રૂ૪૫) લેવાને નક્કી ઠર્યો. તે પેટે ભેંસ એક ખંડી, અને તે ભેંસ રસ્તામાં ઠક્કર મનસુખ બાપુભાઈને રૂ૪૬) માટે આપી તો નીચે પ્રમાણે જમે ઉધાર થાય.

**અ. કાભાઈ** પાસે પાછલું લહેણું આજે માલમ પડેછે માટે રીતસર લહેણી રકમ કાભાઈને ખાતે ચઢાવા તથા મુડીમાં વધવા પોતાને નામે જમે થઈ કાભાઈને ખાતે ઉધરે. જમે કરતાં પેટામાં લખાય કે, જમે ખરચ ૧. હા. કાભાઈ મનોરને ખાતે ઉધાર. બા. પાછલા લહેણા માલમ પડ્યા છે. ને તેથી ઉલટું ઉધારમાં લખાય.

**બ. કાભાઈની** હાલત સારી નહીં માટે દસ રૂપિયા છૂટ મૂકી રૂ૪૫) પેટે ભેંસ ખંડી તેનું ખાતું વસૂલ કર્યું. મતલબ કે હવે કાભાઈ પાસે લહેણું રહ્યું નહીં. માટે એની પાસે નીકળતી લહેણી રકમ રૂ૫૫) પૂરેપૂરી જમે થાય. અને પેટામાં વિગત લખાય કે. રૂ૪૫) ભેંસ* નંગ ૧ ખંડીછે. રૂ૧૦) જમે ખરચ ૧. 'શ્રી વટાવ ખાતે ઉધાર. બાબતે છૂટ મૂકીછે.'

**ક. કાભાઇને** ખાતે પુરા રૂ૫૫) જમે કર્યા અને રૂ૪૫) લીધા છે તો કમી લીધેલા રૂ૧૦) વટાવખાતે ઉધરે. કેમકે ન ઉધરે તો તેટલી રકમ

શિલકમાં વધે માટે નાણાંનો મેળ મેળવવા તેમ કરવું પડે. વટાવખાતે ઉધારતાં પેટામાં લખાય કે 'જમે ખરચ ૧. હા. બારોટ કાભાઈ મનોરને ખાતે જમે. બાબતે છૂટ મૂકી છે.'

**ड. કાભાઈને** ત્યાંથી ૩૪૫) એ લીધેલી ભેંસ તુરત ૩૪૬) થી વેચી છે માટે ભેંસ* ખરીદ કર્યા બદલ અને વેચાણ આપ્યા બદલનો જમા ખરચ ન નાખે. અને નફાનો મળેલો ૩૧) વટાવખાતે જમે કરે તો ચાલે. વટાવખાતાના પેટામાં લખે કે 'રોકડો બાબતે કાભાઈને ત્યાંથી લીધેલી ભેંસ ૩૪૫) ને બદલે ૩૪૬) થી આપી તેમાં નફો મળ્યો છે.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

૬૭. આપણા લહેણદારને આપવાની **દેવી રકમ પૈકી** છૂટ મૂકાવી હોય તો છૂટની રકમ કાપતાં લહેણદારને આપવાની રકમ તેને ખાતે ઉધારીને આપવી. પછી **છૂટ બદલ મળેલી રકમ વટાવખાતે જમે કરી લેહેણદારને ખાતે ઉધારવી.** જેમકે.—

દેવા પેટે કાપી લીધેલી છુટ વટાવખાતે જમે કરવી.

**મહા** શુદ ૫ ના દિવસે પરોત રાજારામ રૂપરામના રૂ ૧૦૦) દેવા માલમ પડ્યા. તે પૈકી ૩૨) છૂટ મૂકાવી બાકીના રોકડા આપ્યા. તો તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**अ. રાજારામ પરોતનું** દેવું જૂનું છે તે રીતસર ખાતે ચઢવાને સારૂ તેમને ખાતે જમે થાય, અને તેટલી રકમ મુડીમાં ઓછી ગણાય માટે તે પોતાને નામે ઉધરે, અને પેટામાં એક બીજાથી ઉલટું લખાય.

**ब. રાજારામ પરોતનું** દેવું રોકડા રૂ. ૯૮) આપીને અને ૩૨) બે છૂટ મૂકાવીને પતવ્યું. માટે તેમને પુરા રૂ૧૦૦) પહોચ્યા કહેવાય એટલે તેમને ખાતે સો રૂ. ઉધરે. પેટામાં તેની ફોડ લખાય.

**क. રાજારામને** ખાતે રૂ૯૮) આપી સો ઉધાર્યા એટલે બે રૂ. આપણા ઘરમાં રહ્યા કહેવાય. માટે તે વટાવખાતે જમે થાય. પેટામાં તેની વિગત લખાય. (જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

---

* **ભેંસ વેચી નાખી તુરત રૂપિયા લીધા છે.** માટે ઢોરખાતે ખરીદેલી ભેંસની કિમત ઉધારી વકરાખાતે જમે લીધી નથી. કદાપિને કોઈ તેમ કરે તો પણ ચાલે. પરંતુ એમ કરે ત્યારે વકરાખાતે ૩૪૬) જમે કરે પરંતુ નફા તરીકે મળેલો રૂપિયો વટાવખાતે તે વખતે જમે થાય નહીં. સાલ આખરે ખાતાં માંડીવાળતાં થાય. (જુઓ સાલ આખરના જમા ખરચની સમજુતીમાં.)

૫૮. કોઈ જણસ **પરભારી રીતે ખરીદ કરી વેચતાં નફાતોટો થાય તો નફાતોટાની રકમ વટાવખાતે જમાઉધાર કરવી.** જેમકે.—

પરભાર્યો વેપાર માંનોનફોતોટો વટાવ ખાતે જમાઉધાર થાય.

માગશર શુદ ૨ ચોકશી હિમતલાલ કેશવલાલ પાસેથી રૂ૧૫૦)નો ગળુબંધ રોકડેથી રાખી, તુરત સોની છોટા મોતીભાઈને રૂ૧૫૧ાા માટે રોકડેથી આપ્યો. તો એ વેપારમાં થયેલો રૂ૧ાા નફો વટાવ ખાતે જમે થાય અને પેટામાં નફાની વિગત લખાય.

શ્રાવણ શુદ ૫ ના દિવસે મુનસફ કચેરીની હરાજીમાં નરસિંહજીની પાછળની ઓરડી રૂ૫૧) માટે રાખી, રોકડેથી રૂ૫૦) મથુર દુલવને આપી; તેથી રૂ૧) ઘરમાંથી ઉમેરી સરકારનાં નાણાં આપ્યાં. તો આ ધંધામાં રૂ૧) નું નુકસાન થયું તે વટાવખાતે ઉધરે. અને પેટામાં વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

૫૯. **કોઈ વખતે અણધારી રકમોનો ફાયદો થાયછે.** જેવો કે. ખત અથવા **અરજીની લખામણ, કોઈ તરફનો સરપાવ, ઈ૦. રકમોનું** જે **મળતર** થાય તે સઘળું **પરચુરણ પેદાશમાં ગણાય છે. માટે તે વટાવખાતે જમે** કરવી. જેમકે. આસો શુદ ૧૫ ના દિવસે—

પરચુરણ ફાયદો વટાવખાતે સમાવવો.

**અ. વહોરા.** અબદુલહુસેન અબદુલઅલીને પરી. શામળભાઈના ખાતાનો હિસાબ કરાવી આપ્યો તે બદલ તે [1]વહોરાએ રૂ૫) પાઘડીના આપ્યા. તો એ રકમ વટાવખાતે જમે થાય. અને પેટામાં તેની વિગત લખાય.

**બ. પટલ** માધવજી ઝીણાને મ્યુનિસિપાલ ખાતામાં ઘરનું બારણું મૂકવા બદલ અરજી[2] લખી આપી તેના ૦)= લીધા. તથા ઘાંચી. રામા હીરાના ખતમાં સાક્ષી[3] કરી તે બદલ રૂ૦ાા લીધો. તો એકંદરે રૂ૦ાા= મળ્યા તે વટાવખાતે જમે થાય. અને પેટામાં લખાય કે પરચુરણ લખામણીના

**ક. પરી.** શામભાઈ નથુભાઈના ખાતાનો હિસાબ તેમનો ગુમાસ્તો કેશવ દ્વારકાંદાસ સમજી ગયો તેમાં [4]કેશવને રૂ૦ા સુખડીનો આપ્યો. તો એ

---

૧. સરપાવની રકમ આપનાર વહોરો વેપારી હશે તો એ રકમ પોતાને ત્યાં વટાવખાતે ઉધારશે. નહિ તો ખરચખાતે ઉધારશે અને પેટામાં આપણને આપ્યાની વિગત લખશે. ૨. અરજીનો લખાવનાર આપેલા બે આના ખરચ ખાતે ઉધારશે. તેમજ ૩. શાક્ષીનો રૂ૦ાા આપનાર પણ ખરચખાતે માંડશે. ૪. કેશવ, એ પા રૂા. વટાવખાતે જમે કરશે.

પા રૂા. વટાવખાતે ઉધરે અને પેટામાં વિગત આવે.

**ઙ. ચી.** કેશુભાઈની સગાઈ થઇ તેથી તેના [૫]સાસરેથી ગળ્યું મોં કરાવી તેના હાથમાં રૂ૧) રોકડો આપ્યો. તેમજ ચી. ચીમનના મામા[૬] આવ્યા હતા તે તેના હાથમાં રૂ૦ાા મૂકી ગયા. તો એ પ્રમાણે આવેલો એકંદરે રૂ૧ાા વટાવખાતે જમે થાય. પેટામાં તેની વિગત આવે.

(જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

વટાવખાતાની રકમસામા પાસે બાકી રહે તેનો જમા ખરચ.

૭૦. **વટાવખાતે મળેલી રકમ** સામા માણુસ પાસે **લહેણી રહે તો** એ રકમ **વટાવખાતે જમે કરી સામા માણસને ખાતે ઉધારવી.** જેમકે.

શ્રાવણ શુદ ૫ ના દિવસે મણીલાલ મૂળજી મહેતાને રૂ૫) કલદાર દા. ૨૦ ના ભાવે આપ્યા તેમાં રૂ૫) બાબાશાહી લીધાને વટાવના પૈસા લહેણા રાખ્યા. તો વટાવનો રૂ૧) તેમને ખાતે ઉધરી વટાવખાતે જમે થાય. અને પેટામાં તેની વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

વટાવખાતે કોઇ રકમ દેવી રહે તેનો જમાખરચ.

૭૧. સામા માણુસને **વટાવખાતેથી આપવાની રકમ** આપવાની **બાકી રહે તો એ રકમ વટાવખાતે ઉધારી સામા માણસને ખાતે જમે કરવી.** જેમકે.—

માગશર શુદ ૧૫ ના દિવસે. શા. રણછોડ બાપુજી પાસેથી રૂ૧૦૦) કલદાર દા. ૧૮ાા ના ભાવે રાખ્યા તેમાં સો બાબાશાહી આપ્યા એટલે રૂ૧૮ાા વટાવના તેમને આપવાના રહ્યા; માટે એ રૂા. વટાવખાતે ઉધરી તેમને ખાતે જમે થાય. અને પેટામાં વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

## વ્યાજ વિષે.

એટલે

### ઘ નાણું ધીરવામાં અને જમે રાખવામાં થતી પેદાશ વિષે.

વ્યાજ ખાતાની વ્યાખ્યા.

૭૨. અરસપરસ **નાણું ધીરવા બદલ નફા તરીકે જે રૂા. આપવા લેવા પડે છે તેને વ્યાજ** કહે છે. અને **એવી** રીતે મળેલી કે આપેલી **રકમોનો જમાખર્ચ નાખવાના ખાતાને "વ્યાજખાતું"** કહે છે.

---

૫. કેશુનો સાસરો તથા ૬. ચીમનના મામા, એ રકમ ખરચખાતે લખશે.

**૭૩. શાહુકારને તેની શાખને લીધે વ્યાજે નાણું મળી શકે છે.**

ક્યારે વ્યાજે નાણાંમળીશકે.

**સાધારણ માણસોને** પુરતો વ્યવહાર બંધાયલો ન હોયતો બીજાની **જામીનગીરીથી** અથવા **દાગીના કે ઘર-ખેતર વગેરે સ્થાવર જંગમ મિલકત કબજે રાખતાં નાણું ધીરનાર મળે** છે. ધીરેલી રકમનું **વ્યાજ આસામીની આબરૂ** તથા ગરજ ઉપર **આધાર રાખી ઠરાવવામાં** આવે છે.

૭૪. આબરૂદાર માણસને નાણું ધીરતી વખતે વ્યાજ સિવાય કાંઈ રકમ

વ્યાજ ખાતે સમાતી રકમો.

વધારે લેવામાં આવતી નથી. પરંતુ **સાધારણ** અને **ગરીબ માણસોને નાણું ધીરતી વખતે** ધીરવાની રકમના પ્રમાણમાં ***ચઢાવો,-હકસાઇ,-મંડામણી,** અથવા **વટાવ તરીકે** જે **રકમ વધારે લેવામાં આવે છે, તેનો જમાખરચ વ્યાજ ખાતે** સમાવવાનો રિવાજ છે.

૭૫. **વ્યાજ ત્રણ પ્રકારે** ગણવામાં આવે છે માટે ત્રણ પ્રકારનાં વ્યાજ

વ્યાજના પ્રકાર.

કહેવાય છે. **अ. સાદું, ब. દિવાળી બાકી, क. કાંધાનું.**

૭૬. સામા ધણીને જે તિથિએ રૂપિયા ધીર્યા હોય તે તિથિથી તે એ

સાદા વ્યાજની વ્યાખ્યા.

રૂપિયા આપણે ત્યાં પાછા આવે ત્યાં સુધીની મિતિ સુધીની મુદત ઉપર સામટું વ્યાજ ગણી લેવાની રીતવાળા વ્યાજને **સાદું વ્યાજ** કહેછે. નાણું ધીર્યા પછી નબળી પડેલી આસામીના ખાતાનો હિસાબ સાદા વ્યાજથી પતવવામાં આવે છે.

(જુઓ મગન પિતાંબરના ખાતાનું વ્યાજ વ્યાજવહીના ચોપડામાં.)

૭૭. જે ખાતાની રકમોનું વ્યાજ **વર્ષોવર્ષ ગણવામાં આવે છે** તેને

દિવાળી બાકીની વ્યાખ્યા.

**દિવાળી બાકી** અથવા **ચક્રવૃદ્ધિ વ્યાજ કહે** છે. સદ્દર આસામીઓના ખાતાના હિસાબ દરવર્ષે થાય છે. હિંદુઓનું **વર્ષ દીવાળીએ બદલાય** છે. તે ઉપરથી આ વ્યાજનું નામ **દિવાળી બાકી વ્યાજ પડયું છે.**

૭૮. ઉપાડેલી રકમ કકડે કકડે **ઠરાવેલી મુદત પ્રમાણે ભરી દેવાની**

કાંધાનાવ્યાજની વ્યાખ્યા.

સરતે ધીરી હોય અને પછી સરત પ્રમાણે રકમ ભરાય નહીં તો **અટકેલી રકમનું** મુદતના પ્રમાણમાં **વ્યાજ** ગણ-

---

* ચઢાવાની રકમ કાંધાના વ્યાજમાં આવે છે અને બાકીના નામની રકમો સાધારણ રીતે રૂા. ઉપાડનાર પાસેથી લેવાનો વહિવટ છે. દક્ષિણના લોકો એને મનોતી કહે છે.

વાની રીતના વ્યાજને કાંધાનું વ્યાજ કહે છે.

૭૯. દિવાળી બાકી વ્યાજ બે પ્રકારનું કહી શકાય છે. **અ.** એક પાસ્યું. ૨. બે પાસ્યું અથવા કાપી વ્યાજ.

દિવાળી બાકીના પ્રકાર.

૮૦. જમા ઉધાર બે બાજુઓ પૈકી એક બાજુમાં એક મોટી રકમ હોય અને બીજીમાં ઘણી નાની રકમો હોય તો મોટી રકમના પેટામાં નાની નાની રકમો પૈકી સમાય તેટલી સમાવી વ્યાજ ગણવામાં આવે છે તેને એકપાસ્યું વ્યાજ કહે છે.

એકપાસ્યાની વ્યાખ્યા.

(જુઓ પાછળ ખોખું રજું નંબર **અ.**)

૮૧. જમે ઉધાર બંને બાજુમાં જે રકમો હોય તે એક બીજાના પેટામાં સમાવી વ્યાજ ગણવામાં આવે છે તેને કાપી અથવા કાપ્યું વ્યાજ કહે છે.

કાપી વ્યાજની વ્યાખ્યા.

( જુઓ પાછળ ખોખું. ૨ જું નંબર **બ.** )

૮૨. જે વ્યાજ વારની મેળવણી ઉપર ગણવામાં આવે છે તેને વારોવારિઉં વ્યાજ કહે છે. (જુઓ વ્યાજના નમુનામાં.)

વારોવારિયાની વ્યાખ્યા.

૮૩. અધિકમાસવાળા વર્ષમાં તેર માસનું વ્યાજ ગણાય છે.

તેર માસનું વ્યાજ.

૮૪. દરેક ખાતાદારનું વ્યાજ ગણવામાં પ્રથમ વ્યાજનું ખોખું કરવું પડેછે, પછી તેમાં મુદત અને સરભરીને વ્યાજ ગણવામાં આવે છે.

વ્યાજ ગણવામાં સમાયલી બાબતો.

૮૫. ખાતાદારને ખાતે જમા ઉધારમાં આવેલી રકમો એક કાગળ, ચોપડા, કે પાટી ઉપર વ્યાજ ગણવા જોગ હાલતમાં ગોઠવી દીધી હોય તેને વ્યાજનું ખોખું કહે છે. દરેક ખાતાનું વ્યાજ ગણતી વખતે પ્રથમ ખોખું બનાવવામાં આવે છે.

વ્યાજના ખોખાની વ્યાખ્યા.

૮૬. કાગળ—પાટી કે ચોપડામાં એક આડી લીટી દોરી જે ખાતાનું વ્યાજ ગણવું હોય તેનું નામ અને વ્યાજ ગણવાની સાલ લખી તેની નીચે જમા ઉધાર દોરવા. પછી એ ખાતાદારનું ખાતાવહીમાંથી ખાતું કાઢી સામે મૂકવું. ખાતામાં જમા ઉધાર બાજુઓ પૈકી જે બાજુએ પહેલી રકમ મોટી હોય તે રકમ, તેજ બાજુમાં આ દોરેલા જમા ઉધાર નીચે મિતી સાથે

વ્યાજનું ખોખું બનાવવાની રીત.

**લખવી. અને તેના પેટામાં સામી બાજુમાંની સમાય તેટલી રકમો લઈ બાદ કરવી. પછી સામેની બાજુએ** ઉપર પ્રમાણે પેટામાં રકમો લઈ જતાં **જે રકમથી બાકી રહેલું ખાતામાં** જણાય **તે રકમના પેટામાં, પ્રથમની બાદબાકીમાં વધેલી રકમ, તથા તે બાજુની બીજી રકમો સમાય તેટલી નાખી બાદ કરવું. અને વધે તે પાછું ઉપર પ્રમાણે ઉલટી બાજુમાં રહેલી રકમથી પેટામાં સમાવી બાદ કરવું. એવી રીતે** ખાતામાં આવેલી **બંને બાજુઓની રકમ પૂરી થતા સુધી કરવું.** અને **છેવટે જે રકમ** જમા ઉધારમાં **વધે તે રકમ આગળ અનુક્રમે બાકી દેવી કે બાકી લહેણી એમ લખવું.** જેમકે—

---

## ૮૭. વ્યાજના ખોખાના નમુના.

### ખોખું ૧ લું. (સાદા વ્યાજનું.)

[1]ભટ, મગનલાલ પિતાંબરના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૧ ની સાલથી.

| જ | ઉ |
|---|---|
| | ૩૫૧) માગશર શુદ ૨ |

### अ. ખોખું. ૨ જું. (કાપી અથવા દિવાળી બાકી વ્યાજનું.)

अ. [2]વહોરા હાજી મુસાના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસોવદ ૦)) સુધી.

| જ | ઉ |
|---|---|
| ૩૯૨) કારતક વદ, ૮ | ૩૫૭૫) કારતક શુદ, ૫ |
| ૩૧૧૭) ફાગણ વદ, ૯ | ૩૯૨) |
| | ૩૧૧૭) |
| | ૩૩૯૬) |
| | ૩૩૫૭) જેઠ શુદ, ૫ |
| | મજમલે ૩૭૨૩) બાકી લહેણા. |

---

૧ ભટ મગનલાલ પિતાંબરદાસનું ખાતું સં. ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| | ૩૫૧) માગશર શુદ ૨ |

૨ વહોરા હાજી મુસાનું ખાતું. સં. ૧૯૪૩ ની સાલનું. (શાળોપયોગી દેશીનામું.)

| જ | ઉ |
|---|---|
| ૯૨) રો. પા. ૨ કારતક વદ, ૮ | ૫૭૫) રો. પા. ૨ કારતક શુદ, ૫ |
| ૧૧૭) રો. પા. ૪ ફાગણ વદ, ૯ | ૩૫૭) રો. પા. ૬ જેઠ શુદ, ૫ |
| ૨૦૯) | ૯૩૨) |

* **ब**. ૫રી. છોટાલાલ દાજીભાઈના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ આસોવદ ૦)) સુધી.

| | | | | |
|---|---|---|---|---|
| જ | ૩૩૦૦) જેઠ શુદ, ૧૦ | ઉ | ૩૧૯૮) ફાગણ વદ, ૬ |
| | ૩૧૯૮) | | ૩૪૧૫) જેઠ શુદ, ૧૨ |
| | ૩૧૩૨) | | ૩૧૩૨) |
| | ૩૪૦૦) આસો શુદ, ૫ | | ૩૨૮૩) |
| | ૩૨૮૩) | | |
| | ૩૧૧૭) બાકી દેવા. | | |

(**अ**.) ધારો કે, વહોરા હાજી મુસાનું અને ૫રી. છોટાલાલ દાજીના ખાતાનું સં. ૧૯૪૩ ની સાલનું વ્યાજ ગણવું છે. તો તે દરેકનું નામ અને વ્યાજ ગણવાની સાલ લખી તેની નીચે જમા ઉધાર દોર્યા. પછી ૧ લાના ખાતામાં ઉધાર બાજુએ આવેલી પહેલી રકમ જમે બાજુની પહેલી રકમ કરતાં મોટી છે માટે એ જમા ઉધાર દોર્યા પછી ઉધાર બાજુએ ૩૫૭૫) વાળી રકમ લખી, તેના પેટામાં તેની સામેની એટલે જમેની બાજુની ૩૯૭) તથા ૩૧૧૭) વાળી રકમ બે સમાઈ શકે છે માટે તે બંને લખી બાદ કરી તો બાકી ૩૩૬૬) રહ્યા તે, તથા ૩૩૫૭) વાળી રકમ જમે પાસે હવે જઈ શકે તેમ નથી. માટે એ બેના સરવાળા જોગ લહેણા રહ્યા તે એ ૩૩૬૬) વાળી નીચે ૩૩૫૭) વાળી રકમ લખીને તેની નીચે કુલ લહેણું લખ્યું તે ઉધાર તરફ રહ્યા માટે બાકી લહેણા રહ્યા એમ લખ્યું કેમકે જમે બાજુએ હવે કોઇ રકમ નથી માટે તે છેલ્લી રકમ કહેવાય.

(**ब**.) તેમજ. ૨ જા ખાતામાં જમે બાજુએ આવેલી પહેલી રકમ ઉધાર બાજુની પહેલી રકમ કરતાં મોટી છે માટે જમા ઉધાર દોર્યા પછી એ રકમ જમે બાજુએ લખી અને તેના પેટામાં ઉધારની એક રકમ સમાય તેમ છે માટે ૩૧૬૮) લખીને બાદ કર્યા. બાકી ૩૧૩૨) વધ્યા તે ઉધાર બાજુની બીજી રકમથી બાકી રહ્યું છે માટે એ ૩૪૧૫) વાળી રકમના પેટામાં બાદબાકી કરતાં વધેલા ૩૧૩૨) ફકત સમાય છે માટે ને એકલા લખીને બાદ કર્યા. તેમાં ૩૨૮૩) વધ્યા. હવે જમેની બીજી રકમથી બાકી રહ્યું છે માટે જમેની બીજી ૩૪૦૦) વાળી રકમના પેટામાં, ઉધારમાં વધેલા ૩૨૮૩) લઇને બાદ કર્યા તો ૩૧૧૬) બાકી રહ્યા. હવે ઉધારમાં કોઈ રકમ રહી નથી અને જમે બાજુએ છેવટ રકમ વધી છે. માટે ૩૧૧૭) ની રકમ બાકી દેવી રહી કહેવાય.

* **ब**. ૫રી. છોટાલાલ દાજીભાઈનું ખાતું સં. ૧૯૪૩ ની સાલનું.

| | |
|---|---|
| જ ૩૦૦) રો. પા. ૬ જેઠ શુદ, ૧૦ | ઉ ૧૬૮) રો. પા. પા. ૪ ફાગણ વદ, ૬ |
| ૪૦૦) રો. પા. ૯ આસો શુદ, ૫ | ૪૧૫) રો. પા. ૬ જેઠ શુદ, ૧૨ |
| ૭૦૦) | ૫૮૩) |

## ખોખું ૩ જું. ( કાંધાના વ્યાજનું ).

*પટેલ ઉમેદ લલ્લુના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ની સાલનું.

જ ૩૩ પોષ શુદ, ૧૫.
૩૩ પોષ શુદ, ૧૫.
૩૩ મહા શુદ, ૪.
૩૩ વૈશાખ શુદ, ૯.
૩૩ વૈશાખ શુદ, ૯.
૩૩ વૈશાખ શુદ, ૯.
૩૩ જેઠ શુદ, ૪.
૩૩ અસાડ શુદ, ૪.
૩૩ શ્રાવણ શુદ, ૪.

ઉ ૩૩ અસાડ શુદ, ૪.
૩૩
૩૦
૩૩ શ્રાવણ શુદ, ૪.
૩૩
૩૦
૩૩ ભાદરવા શુદ, ૪.
૩૩
૩૦
૩૩ આસો શુદ, ૪.
૩૩
૩૦ બાકી લહેણા.

ઉ ૩૩ માગશર શુદ, ૪.
૩૩
૩૦
૩૩ પોષ શુદ, ૪.
૩૩
૩૦
૩૩ મહા શુદ, ૪.
૩૩
૩૦
૩૩ ફાગણ શુદ, ૪.
૩૩
૩૦
૩૩ ચૈત્ર શુદ, ૪.
૩૩
૩૦
૩૩ વૈશાખ શુદ, ૪.
૩૩
૩૦
૩૩ જેઠ શુદ, ૪.
૩૩
૩૦

---

*પટેલ ઉમેદ લલ્લુભાઇનું ખાતું સં. ૧૯૪૩ ની સાલનું.

જ ૩૬) પોષ શુદ, ૧૫.
૩૩) મહા શુદ, ૪.
૩૯) વૈશાખ શુદ, ૯.
૩૩) જેઠ શુદ, ૪.
૩૩) અસાડ શુદ, ૪.
૩૩) શ્રાવણ શુદ, ૪.
૩૬) સં. ૧૯૪૩ ના કારતક શુદ, ૪.
૩૩

ઉ ૩૩) માગશર શુદ, ૪.
૩૩) પોષ શુદ, ૪.
૩૩) મહા શુદ, ૪.
૩૩) ફાગણ શુદ, ૪.
૩૩) ચૈત્ર શુદ, ૪.
૩૩) વૈશાખ શુદ, ૪.
૩૩) જેઠ શુદ, ૪.
૩૩) અસાડ શુદ, ૪.
૩૩ શ્રાવણ શુદ, ૪.
૩૩ ભાદરવા શુદ, ૪.
૩૩ આસો શુદ, ૪.
૩૩

ઉમેદ લલ્લુ પટેલના ખાતાનું કાંધું માંડેલું ધારીને તેનું ખોખું બનાવ્યું છે. કાંધાના વ્યાજનું ખોખું માંડવામાં ઉપરની રીતે કરવામાં આવતું નથી. જે કસ્ત જ્યારે પતે ત્યારે જમે કરવામાં આવે પરંતુ વ્યાજ ગણતી વખતે જેના તેના પેટે વસૂલ થયેલી રકમ પેટામાં લખી બાદ કરવામાં આવેછે જેમ માગશર માસનું તથા પોષ માસનું અટકેલું કાંધુ પોષ શુદ ૧૫ મે વસૂલ થયેલું છે તો વસૂલ થયેલા ૩૬) પૈકી ૩૩) માગશરના પેટામાં અને ૩૩) પોષના પેટામાં અને ૩૩) પોષના પેટામાં મૂકીને બાદ કર્યા. તેમ ફાગણ, ચૈત્ર અને વૈશાખનું કાંધુ વૈશાખમાં વસૂલ થયું છે તો વૈશાખમાં વસૂલ થયેલા ૩૯) પૈકી ૩૩) ફાગણના, ૩૩) ચૈત્રના, અને ૩૩) વૈશાખના પેટામાં નાખી બાદ કર્યા. એવી રીતે તમામ કાંધાની રકમનું ખોખું થઇ શકે.

## વ્યાજમાં મુદલ રકમની મુદત ગણવા વિષે.

### સાદા વ્યાજની મુદત.

*સાદા વ્યાજની મુદત ગણવાની રીત.*

૮૭. જે ખાતાનું સાદુ વ્યાજ ગણવાનું હોય તે ખાતામાં ઉપાડેલી રકમની મીતિથી વ્યાજ ગણી લેવાની મીતિ સુધીની મુદત ગણવી. જે મુદત આવે તે ખોખામાં રકમને જમણે પાસે લખવી. જેમ કે.

ભટ. મગનલાલ પિતાંબરના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૧ થી
સં. ૧૯૪૩ ના આસો વદ૦)) સુધી.

જ ઉ ૩૫૧ સં.૧૯૪૧ ના માગશર શુદ, ૨
* મા. ૨૨॥, ૧૩.

**સમજુતી.**—આ ખાતામાં સાદુ વ્યાજ ગણવાનું છે. તેથી સં. ૧૯૪૧ ના માગશર શુદ ૨ થી સં. ૧૯૪૩ ના આસો વદ.)) સુધીની મુદત ગણી તો ૧॥ વરસ ૧॥ માસ અને ૧૩ દિ. આવ્યા. પરંતુ સાદા વ્યાજમાં વર્ષના મહિના કરી લખવું પડે છે માટે એકંદર ૨૨॥ મહિનાને ૧૩ દિન થયા તે લખ્યા.

## દિવાળી બાકી વ્યાજની મુદત ગણવા વિષે.

*દિવાળી બાકી વ્યાજની મુદત ગણવાની રીત.*

૮૯. ખોખામાં ગોઠવેલી રકમોની મીતિઓ જોતાં મહિનાના **અનુક્રમ પ્રમાણે** જ્યાં **પહેલા માસની મીતિ આવી હોય, ત્યાંથી એ મીતિની રકમ જે મીતિના પેટામાં સમાઇ હોય ત્યાં સુધીની, મુદત ગણવી. મુદત ગ-**

* મા, એટલે માસ-મહિના-મુદતના આવે તે.

ણતાં આવે તે જે બાજુએથી ગણવાનું શરૂ થતું હોય તે બાજુએ રકમને જમણે પાસે લખવી. તથા તેજ રકમ સામેની બાજુમાં જ્યાં હોય ત્યાં જમણે પાસે મુદતને બદલે 'દિન જમે' અથવા 'ઉધાર'ની નિશાની બદલ જ. કે ઉ. અક્ષર લખવા. એ પ્રમાણે ખોખામાં આવેલી સઘળી રકમની મુદત ગણવી. તથા લખવી. જેમકે

**अ. ખોખું ૨ જુ. (કાપી વ્યાજની મુદત ગણેલાં.)**

વહોરા હાજી મુસાના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ ૦)) સુધી.

| જ | ઉ |
|---|---|
| ૩૯૨) કારતક વદ, ૮. દિ. ઉ. | ૩૫૭૫) કારતક શુદ, ૫. |
| ૩૧૧૭) ફાગણ વદ, ૬. દિ. ઉ. | ૩૯૨) મા. ૦।। ૩ |
| | ૩૧૧૭) મા. ૪।। ૧ |
| | ૩૩૬૬) બાકી લહેણા. મા. ૧૧।। ૧૦ |
| | ૩૩૫૭) જેઠ શુદ, ૫. મા. ૪।। ૧૦ |

**ब.** મુંબાઈ ખાતે પરી. છોટાલાલ દાજીભાઈના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ ૦)) સુધી.

| જ | ઉ |
|---|---|
| ૩૦૦) જેઠ શુદ, ૧૦. | ૧૯૮) ફાગણ વદ, ૬. મા. ૨।।૪. |
| ૩૧૯૮) દિ. ઉ. | ૪૧૫) જેઠ શુદ, ૧૨. |
| ૩૧૩૨) મા. ૦) ૨ | ૩૧૩૨) દિ. જ. |
| ૪૦૦) આસો શુદ, ૫. | ૩૨૮૩) મા. ૩।। ૮ |
| ૩૨૮૩) દિ. ઉ. | |
| ૩૧૧૭) બાકી દેવા. મા. ૦।। ૧૦ | |

(હવે તેમાં સર કેમ ભરાયછે તે વિષે જુઓ પૃષ્ઠ ૪૦ મું).

**સમજુતી—अ.** વહોરા. હાજીના ખાતામાં ઉધારના પેટામાં જમેની રકમો સમાઈ છે, હવે મહિનાનો ક્રમ લઇએ તો શુદનું પખવાડિઉં પ્રથમ કહેવાય માટે ઉધારની રકમવાળી મીતિથી મુદત ગણવાનું શરૂ કરવું પડશે. તેથી પેટાની પહેલી રકમની કારતક શુદ ૫ થી કા. વદ ૮ સુધીની મુદત ૧૮ દિવસ થઈ તે એ રકમને જમણે પાસે લખી, બીજી રકમની કારતક શુદ ૫ થી ફાગણ વદ ૬ સુધી ૪ મહિના ૧૬ દિવસની મુદત થઈ તે બીજી રકમને જમણે પાસે લખી; બાકી રહેલા ૩૩૬૬) ની રકમ જેના પેટામાં હોય તે મીતિથી રહ્યા કહેવાય માટે કારતક શુદ ૫ થી આસો વદ ૦)) સુધીની મીતિ ગણી તો ૧૧।। માસને ૧૦ દિન આવ્યા તે તેને જમણે પાસે લખ્યા; તથા ૩૩૫૭) વાળી રકમ જેઠ શુદ ૫ થી રહી તેથી તેની

મુદત આસો વદ ૦)) સુધી ગણી તો ૪॥ માસ અને ૧૦ દિવસ આવી તે તેને જમણે પાસે લખી.

**ખ.** બીજા ખાતામાં જમે બાજુના પેટામાં ઉધારની રકમ સમાઈ છે પરંતુ મહિનાનો ક્રમ જોતાં ઉધાર બાજુની પહેલી રકમનો મહિનો પ્રથમનો છે. માટે મુદત ગણવાની શરૂઆત ફાગણથી થઈ. ફાગણવાળી રકમ જમે પાસે જેઠના પેટામાં સમાવી છે એટલે ફાગણ શુદ ૬ થી જેઠ શુદ ૧૦ સુધીની મુદત ગણી તો ૨ મહિના અને ૧૧ દિવસ આવ્યા, ઉધાર બાજુથી મુદત ગણવાનું શરૂ થયુંછે માટે એ મુદત ઉધાર બાજુએ પહેલી રકમના પેટામાં જમણે પાસે લખી અને જમે પાસે તેજ રકમની મુદતમાં દિ. ઉ. એમ લખ્યું. જેઠ શુદ ૧૦ માં વધેલી રકમ તેજ મહિનાની શુદ ૧૨ ના પેટામાં સમાય છે માટે શુદ ૧૦ થી ૧૨ સુધી દિન. ૨ ની મુદત આવી તે નિયમ પ્રમાણે શુદ ૧૦ વાળા પેટામાં વધેલી રૂ૧૩૨) વાળી રકમને જમણે પાસે લખી તથા ઉધારમાં જ્યાં તે રકમ છે ત્યાં મુદતને ઠેકાણે દિ. જ. એમ લખ્યું. તેજ પ્રમાણે ઉધારમાં જેઠ શુદ ૧૨ ના પેટામાં વધેલી રકમ જમે પાસે આસો શુદ ૫ના પેટામાં નાખી છે તેની મુદત ૩॥ મહિના ૮. દિન આવી તે ઉધારમાં એ રકમ આગળ લખી જમેમાં તેની પાસે દિ. ઉ. એમ લખ્યું. છેવટ વધેલી રૂ૧૧૭વાળી રકમ આસો સુદ ૫ ના પેટામાં રહીછે. માટે તે મીતિથી વ્યાજ ગણવાને આપેલી વદ૦)) સુધીની મીતિ સુધીની મુદત દિ. ૨૫ આવી ને તેને જમણે પાસે લખી (હવે વ્યાજનો સર કેમ ગણવો તે વિષે પૃષ્ઠ ૩૯. માં જુઓ.)

---

## વારોવારિયા વ્યાજની મુદત ગણવા વિષે.

*વારોવારિયા વ્યાજ ગણવાની રીત ૧ લી.*

**૯૦. વારોવારિયા વ્યાજમાં વ્યાજ પ્રમાણે મુદત ગણવામાં આવે છે.** સાધારણ રીતે મુદતમાં મહિનાના ત્રીસ દિવસ ગણવામાં આવે છે. પરંતુ ‡ચંદ્રની કળા ઉપર ધ્યાન

---

‡ ચંદ્રની કળાને તિથી કહે છે. ચંદ્ર ૨૯ અથવા ૨૯॥ દિવસે પૃથ્વીની આસપાસ ફરી રહેછે. માટે ચાંદ્ર અથવા પુનમિયા માસ ૨૯॥ દિવસના ગણાયછે. પરંતુ વાર પ્રમાણે જોઈએતો ૩૦ વારે એક માસ પુરો થાય છે, એટલે દર માસે દિન ૦॥ નો ફેર પડેછે. બાર માસની સામટી મુદતનું ગણવું હોયતો ૦॥ દિ. કાપતાં બરાબર મળે છે. પરંતુ ટુંકી મુદતમાં કેટલીક વખતે ફેર પડે છે તેથી બીજી રીતો આપી છે. માટે તે સાથે સરખાવી લેવું.

**આપીએ તો મહિનાના ૨૯ાા દિવસ થાય છે. એટલે દર માસે દિન ૦ાા નો ફેર આવે છે. તેથી વારેવારિઉં વ્યાજ ગણતાં મુદતમાં આવેલા માસ ઉપર દિન ૦ાા લેખે ગણી કાપી નાખવામાં આવે છે.** જેમકે.

રાજારામ રૂપરામના ખાતામાં ઉધાર તરફની રૂ ૧૫૮) વાળી ફાગણવદ ૫ ને ભોમવારની રકમ, જમણે પાસે રૂ ૩૦૦) જેઠ શુદ ૧૦ બુધવારની રકમના પેટામાં આવી છે માટે ફાગણ વદ ૫ ને ભોમવારથી જેઠ શુદ ૧૦ ને બુધવાર સુધીની સાદી રીતે ગણતાં ૨ાા માસ અને ૪ દિન મુદત આવી, તેમાંથી દરમાસે અરધા દિન લેખે એક દિન કાપ્યો તો ૨ાા માસ અને ૩ દિન બાકી રહ્યા તે ઉધાર બાજુએ મૂક્યા.

( જુઓ પૃષ્ઠ ૩૭ માં તેનું વ્યાજું ખાતું. )

૯૧. **તિથિ પ્રમાણે ગણતાં જે મુદત આવે તેને દિવસનું રૂપ આપી સાતે ભાગવા, ભાગતાં શેષ રહે તે છોડીદેવા. પછી ભાગાકાર અને ભાજક એ બેનો ગુણાકાર કરવો. તે ગુણાકારમાં, ગણવાની મુદત વચ્ચેના વાર ગણીને ઉમેરવા. જે સરવાળો આવે તે દિવસ કહેવાય માટે તેને ત્રીસે ભાગી મહિના કરવા.** જેમકે.

વારેવારિઉં વ્યાજ ગણવાની રીત. ૨ જી.

ઉપરના દાખલામાં ફાગણ વદ ૫ ને ભોમવારથી જેઠ શુદ ૧૦ ને બુધવાર સુધીની સાદી રીતે ૨ાા માસને ૪ દિવસ મુદત આવી છે. તેના ૭૯ દિવસ થયા. તેને સાતે ભાગ્યા તો ૧૧ ભાગાકાર આવ્યો અને બે વધ્યા. બે વધ્યા તે છોડી દીધા. પછી ૧૧ ભાગાકાર અને ૭ ભાજક એ બેનો ગુણાકાર કર્યો તો ૭૭ આવ્યા, તેમાં, ભોમવારથી બુધવાર સુધીના વચ્ચેના વાર ૧ નીકળ્યો તે ઉમેર્યો તો કુલ ૭૮ દિન થયા. તેને ત્રીસે ભાગ્યા તો ૨ાા માસ ને ૩ દિન આવ્યા તે લખ્યા છે.

૯૨. **તિથિ પ્રમાણે ગણતાં આવેલા મહિનાનાં પખવાડિયાં કરવાં. પછી જે મીતિથી મુદત ગણવાની શરૂ કરી હોય તે મીતિના વારથી એ પખવાડિયાં જેટલા દિવસ ગણીને છોડી દેવા. એ પ્રમાણે છોડી દેતાં છેવટે જે વાર આવે તે વારથી ગણવા લીધેલી મીતિના વાર સુધીના દિવસ ગણવા. એમ ગણતાં જે દિવસ આવે તે મુદતમાં પ્રથમ આવેલા મહિના ઉપર ચઢાવવા,** જેમકે.

વારેવારિઉં વ્યાજ ગણવાની રીત ૩ જી.

ઉપરના વ્યાજમાં ફાગણ વદ ૬ ને ભોમવારથી જેઠ શુદ ૧૦ ને બુધવાર સુધીની સાદી રીતે મુદત ગણી તો ૨।।—૪ દિન આવી તેમાં અઢી માસનાં પખવાડિયાં કર્યાં તો પાંચ પખવાડિયાં આવ્યાં. મુદત ગણવાનુ શરૂ કર્યાની મીતિ ફાગણ વદ ૬ ને ભોમવાર છે તેથી ભોમવારથી પાંચવાર પડતા મૂક્યા તો છેવટે રવીવાર આવ્યો. ( ગણવા લીધેલી મીતિ જેઠ શુદ ૧૦ ને બુધવાર છે) તેથી શોમવારથી બુધવાર સુધીના ૩ દિવસ આવ્યા તે ૨।। માસ ઉપર ચઢાવ્યા એટલે ૨।।—૩ દિન થયા. તે મુદતમાં લખ્યા છે.

૫૩. **સાદી રીતે ગણતાં આવેલા મહિનાને બેએ ગુણવા. જે ગુણાકાર આવે તેમાં મહિના ઉપર આવેલા દિવસો ઉમેરવા. તેની સાથે ગણવા લીધેલી બે મીતિઓના વાર વચ્ચેનું અંતર આવે તે સરખાવવું. જો તે બરાબર થાય તો સાદી રીતે ગણેલી મીતિ ખરી છે અને કમી થાય તો કમી થાય તેટલાવાર સાદી રીતે આવેલી મુદતમાંથી બાદ કરવા. બાકી વધે તે ખરી મુદત સમજવી.** જેમકે.

વારોવારીઢ વ્યાજગણવાની રીત ૪ થી.

ઉપરના વ્યાજમાં ફાગણ વદ ૬ ને ભોમવારથી જેઠ શુદ ૧૦ ને બુધવાર સુધીની સાદી રીતે ૨।।—૪ દિન મુદત આવેછે. તેમાં બે માસને બેએ ગુણ્યા તો ૪ ચાર આવ્યા તેમાં ઉપરના ૧૯ દિન ઉમેર્યા એટલે કુલ ૨૩ દિન થયા. તેને ગણવા લીધેલી બે મીતિઓ વચ્ચેના વાર સાથે સરખાવવા સારૂ તેના દિવસ ગણ્યા તો બુધવાર સુધીના ૨૨ દિવસ આવ્યા માટે એક દિવસ વધારે છે તે ૨।।—૪ દિનમાંથી બાદ કર્યો તો ૨।।—૩ દિન રહ્યા. તે તેની મુદતમાં લખ્યા છે.

૫૪. **મુદત ગણવી શરૂ કરેલી મીતિએ જે વાર હોય તે વારથી ત્રીજો વાર એક મહિને આવેછે મતલબ કે દરેક મહિને એકવાર પડે છે. માટે પ્રથમ સાદી રીતે મુદત ગણીને દર મહિને મુદત ગણવાનું શરૂ કર્યાની મીતિના વારથી ત્રીજો વાર લઈ છેવટના મહિના આખરે આવનારો વાર નક્કી કરવો પછી તે વારથી મુદતમાં આવેલા દિવસોએ આવનાર વાર સોધી કાઢવો. જો એ પ્રમાણે કરતાં આવેલો વાર, જ્યાં સુધી મુદત ગણવાની છે ત્યાં સુધીના વાર સાથે મળતો આવેતો સાદી રીતે ગણેલી મુદત બરાબર કહેવાય અને કમી આવે તો**

વારોવારિઢ વ્યાજગણવાની રીત ૫ થી.

**કમી જેટલી મુદત સાદી રીતે આવેલી મુદતમાંથી બાદ કરતાં બાકી વધે તે ખરી મુદત કહેવાય.** જેમકે.

ઉપરના દાખલામાં ફાગણ વદ ૬ ને ભોમવારથી જેઠ શુદ ૧૦ ને બુધવાર સુધીની ૨॥ ૪ દિન મુદત આવેછે. તેમાં ભોમવારથી મહિના શરૂ થાય છે માટે ફાગણ વદ૬ થી ચૈત્ર વદ૬ કે ગુરૂવાર આવ્યો, વૈશાખ વદ૬કે શનીવાર આવ્યો અને જેઠ શુદ ૬ કે રવીવાર આવ્યો માટે તે ઉપર બુધવાર સુધી ગણીએ તો ૩ દિન આવે તો સાદી રીતે ગણતાં ૨॥–૪ દિન આવ્યા છે તેને બદલે ૨॥–૩ દિન જોઇએ એમ ઠર્યું તેથી તે મુદતમાં લખ્યા છે.

૯૫. **વારેવારિયાનો નમુનો.**

પરોત. રાજારામ રૂપરામના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસોવદ ૦)) ને રવીવાર સુધીનું.

| | |
|---|---|
| જ ૩૩૦૦) જેઠ શુદ, ૧૦ ને બુધવાર. | ઉ ૩૧૬૮) ફાગણ વદ,૬ ને ભોમે મા.૨॥૩ |
| ૩૧૬૮) દિ. ઉધાર. | ૩૪૫૫) જેઠ શુદ, ૧૨ ને શુકરવાર. |
| ૩૧૩૨) દિ. ૨ | ૩૧૩૨) દિ. જમે. |
| ૩૪૦૦) આસો શુદ. ૫ ને ગુરૂવાર. | ૩૨૮૩) મા. ૩॥–૬. |
| ૩૨૮૩) દિ. ઉધાર. | |
| ૩૧૧૭) બાકી ૦॥ ૯. | |

## કાંધાના વ્યાજની મુદત ગણવા વિષે.

કાંધાનાવ્યાજની મુદત ગણવાની રીત.

૯૬. **જે મીતિવાળું કાંધું અટકયું હોય તે મીતિથી તે પાછું વળે એ મીતિ સુધીની મુદત ગણવી. મુદતમાં જે આવે તે એ રકમને જમણે પાસે ખોખામાં લખવું અને એ પ્રમાણે તમામ કાંધાની લખેલી રકમોની મુદત ગણવી.** જેમકે.

પટેલ ઉમેદ લલ્લુભાઇના કાંધાનું વ્યાજ સં. ૧૯૪૨.

| | |
|---|---|
| જ ૩૩) પોષ શુદ, ૧૫. દિ. ૭. | ઉ ૩૩) માગશર શુદ, ૪. |
| ૩૩) પોષ શુદ, ૧૫. દિ. ૭. | ૩૩) મા. ૧) ૧૧ |
| ૩૩) મહા શુદ, ૪. દિ. ૭. | ૩૦) ૦ |
| ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ૭. | ૩૩) પોષ શુદ, ૪. |
| ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ૭. | ૩૩) દિ. ૧૧ |
| ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ૭. | ૩૦) ૦ |
| ૩૩) જેઠ શુદ, ૪. દિ. ૭. | ૩૩) મહા શુદ, ૪. |
| ૩૩) અસાડ શુદ, ૪. દિ. ૭. | ૩૩) ૦ |

| | |
|---|---|
| ૩૩) શ્રાવણ શુદ, ૪. દિ. ૭. | ૩૦) ૦ |
| ૩૩) સં.૧૯૪૩ના કારતક શુદ, ૪. દિ. ૭. | ૩૩) ફાગણ શુદ, ૪. |
| ૩૩) સં.૧૯૪૩ ના કા. શુદ, ૪. દિ. ૭. | ૩૩) મા. ૨) ૫ |
| | ૩૦) ૦ |
| ૭* ૩૩) અસાડ શુદ, ૪. | ૩૩) ચૈત્ર શુદ, ૪. |
| ૩૩) ૦ | ૩૩) મા. ૧) ૫ |
| ૩૦) ૦ | ૩૦) ૦ |
| ૩૩) શ્રાવણ શુદ, ૪. | ૩૩) વૈશાખ શુદ, ૪. |
| ૩૩) ૦ | ૩૩) દિ. ૫ |
| ૩૦) ૦ | ૩૦) ૦ |
| ૩૩) ભાદરવા શુદ, ૪. | ૩૩) જેઠ શુદ, ૪. |
| ૩૩) મા. ૨) | ૩૩) ૦ |
| ૩૦) ૦ | ૩૦) ૦ |
| ૩૩) આસો શુદ, ૪. | |
| ૩૩) મા. ૧) | |
| ૩૦) બાકી લહેણા. | |

માગશર અને પોષ માસની કાંધાની અટકેલી રકમ પોષ શુદ ૧૫ એ વસૂલ થઈછે. તેથી પહેલું કાંધું માગશર શુદ ૪ ને બદલે પોષ શુદ ૧૫ ભરાયું માટે એક મહિનો ૧૪ દિવસ તેની મુદત આવી. બીજું કાંધું પોષ શુદ ૪ ને બદલે તેની પુનમે ભરાયું માટે તે મુદત ૧૧ દિવસ આવી તે એ દરેક કાંધાના પેટામાં જમણે પાસે લખી. મહા માસનું કાંધું મુદત પ્રમાણે વસૂલ થયું તેથી તેની મુદતમાં કાંઈ આવ્યું નહીં. ફાગણ, ચૈત્ર વૈશાખનું કાંધું મુદત વીત્યા પછી એટલે વૈશાખ શુદ૯ ભરાયાં છે માટે તે દરેકની વૈશાખ શુદ૯ સુધીની મુદત ગણી તો અનુક્રમે ૨)૫ દિ. ૧)૫ દિ. અને ૦)૫ દિ. આવી તે એ કાંધાંની રકમોના પેટામાં તેજક્રમે લખી. જેઠ, અશાડ અને શ્રાવણ વાળું કાંધું નિયમિત વસૂલ થયું છે માટે તેની મુદતમાં કાંઈ નહીં એટલે શૂન્ય આવ્યું. ભાદરવા અને આસોનું કાંધું નવી સાલના કારતક શુદ ૪ વસૂલ થયું છે માટે એ દરેકની મુદત અનુક્રમે ૨) માસ અને ૧) માસ આવી તે તેના પેટામાં લખી, હવે ખોખામાં વ્યાજનો સર શી રીતે લાવવો તે વિષે વિચાર કરીએ.

---

* જમાખરચ લખતાં જમે બાજુમાં કોરી જગા રહે તો એ પ્રમાણે "૭" કરી ઉધાર રકમો લખવામાં આવેછે.

## વ્યાજનો સર ગણવા વિષે.

સરની વ્યાખ્યા.

૯૭. વ્યાજના ખોખામાં જે રૂપીઆની રકમો માંડેલી હોયછે તેને મુદ્દલ કહેછે. વ્યાજનો આંકડો કાઢવા સારૂ મુદ્દલ રકમનો મુદત સાથે ગુણાકાર કરવો પડેછે પછી જે ગુણાકાર આવેછે તેને વ્યાજનો સર કહેછે. અને એ સર જે તે રકમને ડાબે પાસે તિરકસ લીટીથી લખાય છે.

સરના પ્રકાર. ૯૮. વ્યાજનો સર બે પ્રકારનો છે. અ. કાચો. બ. પાકો.

કાચા સર વિષે.

૯૯. વ્યાજ ગણવાને કાઢેલી મુદતમાં મહિના અને દિવસના આંકડા આવેછે. તેમાં મુદતના દિવસો વડે મુદ્દલ રકમને ગુણતાં જે ગુણાકાર આવેછે તેને કાચો સર કહેછે. વ્યાજના ખોખામાં કાચોસર લખાતો નથી પરંતુ તેનો પાકો સર થાય તે લખાય છે. પાકો સર કરવાની એવી રીતછે કે—એ ગુણાકારને ત્રીસે ભાગી નાખવા એટલે આવેલો ભાગાકાર પાકો સર કહેવાશે. ભાગાકારમાં ૩ાા સાડાત્રણ સુધી શેષ રહે તો છોડી દેવા. પરંતુ તે ઉપરાંત શેષ રહેતા હોય તો ભાગાકારમાં એક પા વધારવો. પછી એને, એજ રકમમાં પાકો સર આવ્યો હોય તેમાં ઉમેરવો. અને ન આવ્યો હોય તો તેનેજ પાકા સરની જગોએ મૂકવો.

( જુઓ સર ભરેલાં વ્યાજનાં ખોખાં. )

પાકા સરની વ્યાખ્યા.

૧૦૦. વ્યાજ ગણવાને કાઢેલી મુદતમાં મહિનાના આંકડા આવેછે. તેની સાથે મુદ્દલ રકમે ગુણતાં જે ગુણાકાર આવે છે તે ગુણાકારને પાકો સર કહેછે. વ્યાજ ગણતાં પાકા સરનોજ ઉપયોગ કરવામાં આવેછે. માટે તેની સાથે કાચો સર આવ્યો હોય તો ઉપર કહ્યા પ્રમાણે પાકો સર કરી પ્રથમના પાકા સરમાં મેળવવામાં આવેછે. દરેક રકમને ડાબે પાસે તિરકસ લીટીથી આવેલો સર લખવામાં આવેછે. ( જુઓ સર ભરેલાં વ્યાજનાં ખોખાં ).

૧૦૧. **૧. સર ભરેલાં વ્યાજનાં ખોખાં.**

ભટ. મગનલાલ પિતાંબરના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૨ થી સં. ૧૯૪૩ આસો વદ૦) સુધી.

જ ૦ ——————— (૩ ૧૧૬૯ાા રૂપ૧) માગસર શુદ, ૨.

——— મા. ૨૨ાા, ૧૩.

૧૧૬૯ાા

## ૨.

### વહોરા હાજી મુસા ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ૦)) સુધી.

જ ૦ ૩૯૨) કારતક વદ, ૮ દિ. ઉ.
૦ ૩૧૧૭) ફાગણ વદ, ૯. દિ. ઉ.

ઉ *૪૯૧૬ાા ૩૫૭૫) કારતક શુદ, ૫.
૫૫ા ૩૯૨) મા. ૦ાા ૩
૫૩૦ાા ૩૧૧૭) મા. ૪ાા ૧૦.
૪૩૩૧ ૩૩૬૬) મા. ૧૧ાા ૧૦

૪૯૧૬ાા
૧૭૨૫ાા ૩૩૫૭) જેઠ શુદ ૫.મા.૪ાા૧૦.

૬૬૪૨ા †મજમલે ૩૭૨૩)બાકી લેહેણાછે.

## ૩.

### મુંબાઇખાતે પરી. છોટાલાલ હાજીભાઇના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ ૦))

જ ૮ાા ૩૩૦૦) જેઠ શુદ, ૧૦.
૦ ૩૧૯૮) દિ. ઉ.
૮ાા ૩૧૩૨) દિ. ૨
૯ાા ૩૪૦૦) આસો શુદ, ૫.
૦ ૩૨૮૩) દિ. ઉ.
૯ાા ૩૧૧૭) બાકી દેવા.
મા. ૦ાા૧૦

૯ાા

૧૦૬ા

ઉ ૪૪૨ા ૩૧૯૮) ફાગણ વદ, ૯. ૨ાા ૪
૧૦૬૬ ૩૪૧૫) જેઠ શુદ, ૧૨.
૦ ૩૧૩૨) દિ. જ.
૧૦૬૬ ૩૨૮૩) મા. ૩ાા ૮

૧૦૬૬

૧૫૦૮ાા

## ૪.

### પટેલ ઉમેદ લલ્લુભાઈના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૨ ની સાલનું.

જ ૦ ૩૩) પોષ શુદ, ૧૫. દિ. ઉ.
૦ ૩૩) પોષ શુદ, ૧૫. દિ. ઉ.
૦ ૩૩) મહા શુદ, ૪. દિ. ઉ.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ઉ.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ઉ.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯. દિ. ઉ.
૦ ૩૩) જેઠ શુદ, ૪. દિ. ઉ.
૦ ૩૩) અસાડ શુદ, ૪. દિ. ઉ.
૦ ૩૩) શ્રાવણ શુદ, ૪. દિ. ઉ.
૦ ૩૩) સં.૧૯૪૩ના કારતક શુદ,૪ દિ.ઉ.
૦ ૩૩) સં. ૧૯૪૩ ના કા. શુદ, ૪. દિ.ઉ.

૦

ઉ ૪ ૩૩) માગશર શુદ, ૪.
૪ ૩૩) મા. ૧) ૧૧
૦ ૩૦) ૦
૧ ૩૩) પોષ શુદ, ૪.
૧ ૩૩) દિ. ૧૧
૦ ૩૦) ૦
૦ ૩૩) મહા શુદ, ૪.
૦ ૩૩) ૦
૦ ૩૦) ૦
૬ાા ૩૩) ફાગણ શુદ, ૪.
૬ાા ૩૩) મા. ૨) ૫
૩૦) ૦

* હાથના લખેલા ચોપડામાં સરનો આંકડો તિરકસ લીટીથી લખે છે જેમ કે— ૪૯૧૬ાા † મજમલ્લે એટલે કુલ અથવા એકંદર. ૩ ૩૬૬) ને ૩ ૩૫૭) મળીને ૩ ૩૭૨૩) થાયછે.

ઉ • ૩૩) અસાડ શુદ, ૪.
    ૦ ૩૩) •
    • ૩૦) ૦
• ૩૩) શ્રાવણ શુદ, ૪.
    • ૩૩) ૦
    ૦ ૩૩) ૦
૬ ૩૩) ભાદરવા શુદ, ૪.
    ૬ ૩૩) મા. ૨
    ૦ ૩૦) ૦
૩૩) આસો શુદ, ૪.
    ૩ ૩૩) મા. ૧
    ૦ ૩૦) •

૩ા ૩૩) ચૈત્ર શુદ, ૪.
    ૩ા ૩૩) મા. ૧) ૫
    ૦ ૩૦) ૦
૦ા ૩૩) વૈશાખ શુદ, ૪.
    ૦ા ૩૩) દિ. ૫
    ૦ ૩૦) ૦
• ૩૩) જેઠ શુદ, ૪.
    ૦ ૩૩) •
    • ૩૦) •

**સમજુતી.** મગનલાલ ભટના ખાતામાં ૩૫૧) મુદ્દલ છે. અને તેની મુદતના ૨૨ાા મહિના ને ૧૩ દિવસ આવ્યા છે. ૫૧ સાથે ૨૨ાા નો ગુણાકાર કર્યો તો ૧૧૪૭ાા પાકો સર આવ્યો; અને ૫૧ સાથે ૧૩ દિવસનો ગુણાકાર કર્યો તો ૬૬૩ કાચો સર આવ્યો. કાચા સર ૬૬૩ ને ૩૦ સે ભાગ્યા તો ભાગાકારમાં ૨૨ અને ત્રણ શેષ વધ્યા તે છોડી દીધા પછી ૨૨ ને પ્રથમ આવેલા ૧૧૪૭ાા પાકાસરમાં ઉમેર્યા તો કૂલ સર ૧૧૬૯ાા થયો. તે ૩૫૧) ને ડાબે પાસે લખ્યો. અને એજ પ્રમાણે બીજાં ખાતામાં પણ આવેલી મુદત ઉપરથી વ્યાજનો સર ગણ્યો છે. (તપાસી જુઓ).

## વ્યાજના સરની વ્યવસ્થા વિષે.

**૧૦૨. જે જે ખાતાંની સાથે વ્યાજનો ભાવ સરખો હોય તે તે ખાતાંમાં જમાઉધાર બાજુએ આવેલા સરનાં સરવાળા કરવા. પછી તે સરવાળાની બાદબાકી કરવી. જો જમેના સરનો સરવાળો વધારે હોય તો બાદબાકીમાં રહેલો સર દેવો સમજવો. અને ઉધારના સરનો સરવાળો વધારે હોય તો બાકીનો સર લહેણો સમજવો.**

સરની વ્યવસ્થા વિષે. રીત ૧ લી.

(જુઓ તેરીખની સમજુતી પાછળ આપેલાં વ્યાજનાં ખોખાં.)

**૧૦૩. જે જે ખાતાની સાથે જમે મંડાવે તેનું, અને રકમ ઉપાડે તેનું તાખું તાખું વ્યાજ આપવા લેવાનો ઠરાવ હોય તો તે તે ખાતામાં આવેલા સરના દરેક**

સરની વ્યવસ્થા વિષે. રીત ૨ જી.

## બાજુમાં સરવાળા કરી રાખવા.

(જુઓ રાજારામ રૂપરામના વ્યાજમાં પૃષ્ઠ )

૧૦૪. જે જે ખાતાં સાથે બજાર ભાવ પ્રમાણે વ્યાજની સરત હોય તે તે ખાતાંમાં દરમહિને આવેલા સરના સરવાળા મૂકવા. (જુઓ તારીજાના વ્યાજમાં.)

સરની વ્યવસ્થા વિષે. રીત ૩ જી.

---

## વ્યાજના સરમાંથી વળતર કાપવા વિષે.

૧૦૫. ખાતાદારને ખાતે આવેલા વ્યાજ ઉપર જે રકમની છૂટ મૂકવામાં આવેછે તેને વ્યાજનું વળતર કાપ્યું કહે છે વ્યાજને પેટે બે રીતે વળતર કાપવાનો રિવાજ છે. અ. વ્યાજના સર ઉપર બ. નક્કી ઠરેલા વ્યાજ ઉપર.

વ્યાજને પેટે છૂટ મૂકવાવિષે.

૧૦૬. વ્યાજના સર ઉપર બે રીતે છૂટ કાપવાનો ચાલ છે. અ. દિન ૦ાા લેખે. બ. સેંકડે પંચોતરી લેખે.

સર ઉપર મૂકાતી છૂટ.

૧૦૭. વ્યાજ ગણવાને માટે આવેલા સરને અરધે ગુણી ત્રીસે ભાગવા. ભાગતાં જે સર આવે તે મૂળ સરમાંથી બાદ કરવો. પછી બાકી રહેલા સર ઉપર તેરીખ પ્રમાણે વ્યાજ ગણવું. જેમકે.

દિન ૦ાા લેખે સર કાપવાની રીત.

પાછળ આપેલા હાજી મુસાવાળાના વ્યાજમાં વ્યાજ ગણવા જોગ ૬૬૪૨ા સર આવ્યોછે તેમાંથી દિન અર્ધા લેખે કાપવું છે તો ૬૬૪૨ા ને ૦ાા ગુણ્યા. તો ૩૩૨૧)= આવ્યા તેને ૩૦ સે ભાગતાં ૧૧૦ાાા આવ્યા તે છૂટના કહેવાય માટે મૂળ સર ૬૬૪૨ા માંથી તેને બાદ કર્યા તો ૬૫૩૧ાા સર બાકી રહ્યો માટે તે ઉપર પછી વ્યાજ ગણ્યું છે.

૧૦૮. વ્યાજ ગણવા માટે આવેલા સરને પાંચે ગુણી સોએ ભાગવા. ભાગતાં જે સર આવે તે ભાજ્યના સરમાંથી બાદ કરવો. પછી બાકી રહેલા સર ઉપર તેરીખ પ્રમાણે વ્યાજ ગણવું. જેમકે. પરી. છોટાલાલ દાજીભાઇવાળાના ખાતામાં જમાઉધાર સરની બાદબાકી કરતાં ૧૪૦૨ા સર વધ્યો છે તેને પાંચે ગુણ્યા તો ૭૦૧૧ા આવ્યા. તેને સોએ ભાગ્યા તો ૭૦ આવ્યા. માટે ૭૦ નો સર છોડી દેવો જોઈએ તેથી ૧૪૦૨ા માંથી ૭૦ ને બાદ કર્યા તો બાકી ૧૩૩૨ા વધ્યા. પછી તે ઉપર તેરીખ પ્રમાણે વ્યાજ ગણ્યું છે.

પંચોતરી કાપવાની રીત.

વ્યાજ ઉપર દોકડાલેખે છૂટ કાપવાની રીત.

**૧૦૯. ખાતાદાર સાથે વ્યાજની રકમ ઉપર દોકડા લેખે કાપી આપવાનો ઠરાવ હોય તો એવી રીતે કરવું કે, વ્યાજની રકમને એકે ગુણતાં જે ગુણાકાર આવે તે મજરે કાપી આપવું અને બાકી રહેલું વ્યાજ તેની પાસેથી મજરે લેવું.** જેમકેઃ—

ભટ મગનલાલ પિતાંબરના ખાતામાં રૂ૫ાાાના વ્યાજ થાયછે તો દોકડા લેખે ગણતાં ૫ાાા દોકડા ૧ાા બદામ આવી તે એને મજરે કાપી આપવી જોઇએ. પરંતુ તે દોકડાને બદલે ૦)ー એટલે ૬ા દોકડા કાપી આપ્યા તો રૂ૫ાાા •ાા તેની પાસે વ્યાજના લેવાના રહ્યા.

( જુઓ પૃષ્ઠ ૪૭ વ્યાજુખાતાના ૧ લા નમુનામાં.)

---

## તેરીખ ઉપરથી વ્યાજ ગણવા વિષે.

તેરીખ વિષે.

**૧૧૦. વ્યાજના ભાવને તેરીખ કહેછે. દર મહિને દર સેંકડે અથવા દરવર્ષે દરસેંકડે તેરીખનો ભાવ ઠરાવવામાં આવેછે. ટકા લેખેની તેરીખ કહે ત્યારે, ટકાને ઠેકાણે રૂ. સમજવા. અને રામ લેખેની તેરીખ કહે ત્યારે આના સમજવા. વ્યાજમાં આનાના ભાવની તેરીખ હોય ત્યારે તેટલું વ્યાજ દરમહિને સમજવું અને ટકા લેખે વ્યાજનો ભાવ હોય તો દર વર્ષની મુદતે તેટલા ટકા જેટલું વ્યાજ સમજવું. વ્યાજનો દર ઓછામાં ઓછા ત્રણ ટકા કે તેની લગભગ સુધી હોવછે.**

તેરીખ અને સર ઉપરથી વ્યાજ ગણવાની રીત.

**૧૧૧. જમાઉધાર બાજુમાં આવેલા સરની બાદબાકી કરવા જેવું હોય તો બાદબાકી કરીને અને દિ. ૦ાા અથવા પંચોતરી લેખે કાપવાનું હોય તો એ બાદબાકીમાંથી કાપી આપતાં વધેલા સરને તેરીખે ગુણવા. જે ગુણાકાર આવે તે વ્યાજ કહેવાય.**

દોકડા અથવા બદામના રૂપમાં આવેલા વ્યાજના રૂ. કરવા વિષે.

**૧૧૨. જો વ્યાજનો દર એટલે ભાવ, ટકા એટલે રૂ. તરીકેનો હોય તો તે વડે સરને ગુણતાં આવેલો ગુણાકાર દોકડામાં આવે; અને રામ એટલે આનાના રૂપમાં હોય તો તે વડે સરને ગુણતાં આવેલો ગુણાકાર બદામમાં આવે,** માટે એ વાત લક્ષમાં રાખી આવેલા ગુ-

ણાકારના રૂપિયા કરવા. જેમકે—

**ભટ મગનલાલ પિતાંબરદાસના ખાતામાં આઠ રામનું વ્યાજ છે. જમા ઉધારના સરની બાદબાકી કરતાં ૧૧૯ાા નો સર બાકી રહેછે તેને વ્યાજના ભાવના આઠ રામે ગુણ્યા. તો ૯૩,૫૯ બદામ વ્યાજની આવી. આનાની બદામ સો લેખે ગણતાં એ બદામના ૯૩ાાા આના આવ્યા; પછી તેના રૂા. કર્યા તો પાાાના આવ્યો. તે એને ખાતે તારીજમાં ચઢાવ્યો છે.**

(જુઓ પૃષ્ઠ ૪૭ વ્યાજુ ખાતાના ૧ લા, નમુનામાં.)

વહોરા હાજી મુસાના ખાતામાં જમા ઉધાર બાજુએ આવેલા સરની બાદબાકી કરી. સર ઉપર દિન ૦ાા લેખે કાપી આપવાની સરત છે તેથી બાકી રહેલા સર ૬૬૪૨ા ઉપર દિન ૦ાા લેખે ગણતાં ૧૧૦ાાા આવ્યું તે બાકી રહેલા સરમાંથી મજરે કાપી આપતાં છેવટ ૬૫૩૧ાા સર રહ્યો તે ઉપર ટકા ૦ાાા લેખે વ્યાજ ગણ્યું તો ૩૪૮ાાાાાા વ્યાજના આવ્યા તે એને ખાતે તારીજમાં ચઢાવ્યા છે. (જુઓ પૃષ્ઠ ૪૮ વ્યાજુ ખાતાના ૨ જા નમુનામાં).

પરી. છોટા દાજીભાઈના ખાતાનું વ્યાજ ૦ાા લેખે છે. તેથી જમાઉધારના સરની બાદબાકી ઉપર પંચોતરી કાપી આપતાં ૧૩૩૨ા સર વધ્યો છે તે ઉપર ૦ાા પ્રમાણે વ્યાજ ગણ્યું તો ૩૪ાાર૪ાા૧ાા વ્યાજના આવ્યા તે એમને ખાતે તારીજમાં ચઢાવ્યા છે. (જુઓ પૃષ્ઠ ૪૮ વ્યાજુ ખાતાના ૩ જા, નમુનામાં)

જમેઉધારનું જુદું જુદું વ્યાજ હોય તો તે ગણવાની રીત.

૧૧૩. **જો કોઈ ખાતાદારની સાથે જમે મંડાવે તે રકમનું અને ઉપાડી જાય તે રકમનું વ્યાજ લેવાદેવાનો એક સરખો ભાવ ન હોય પણ જૂદા જૂદા હોય તો દરેક બાજુએ આવેલા કુલ સર ઉપર ઠરાવેલી તેરીખ પ્રમાણે વ્યાજ ગણવું. જે વ્યાજ આવે તે તારીજમાં જે બાજુનું તે વ્યાજ હોય તેજ બાજુએ માંડવું.** જેમકે.

રાજારામ રૂપરામના ખાતામાં જમે મંડાવે તેનું વ્યાજ ચાર આના લેખે મજરે આપવાનો, અને ઉપાડી જાય તેનું વ્યાજ ૭ આના પ્રમાણે લેવાનો ઠરાવ છે. તો જમેના સર ઉપર ૪ આના પ્રમાણે અને ઉધારના સરપર ૭ આના પ્રમાણે ગણતાં અનુક્રમે ર૫ાા દો.ર બ. તથા ૩ પાપા૦ાા વ્યાજ આવ્યું તે તારીજમાં તેમને ખાતે ચઢાવ્યું છે. ( જુઓ પૃષ્. ૪૯, તેમના ખાતાની તારીજ. )

૧૧૪. **કાંધાનું વ્યાજ ગણવાને વ્યાજનો દર ઠરાવવામાં આ-**

કાંધાના વ્યાજની તેરીખ વિષે.

**વતો નથી. પરંતુ ચઢાવાની સરાસરીએ વ્યાજ લેવાનો રિવાજ હોયછે.** બાવીસું, ચોવીસું, તેત્રીસું, ઈ૦ પ્રકારની રકમનાં કાંધા ઠરાવવામાં આવેછે. જે વીસું વાળું કાંધું હોય તેમાં વીસ રૂ. ધીરેલા અને તે ઉપરના રૂા. ચઢાવાના હોયછે. જેમકે બાવીસું હોય તો બે અને ચોવીસું હોય તો ચાર. તેમજ ત્રીસું કાંધું હોય તો ત્રીસ આપેલા અને તે ઉપરના તે ચઢાવાના લીધેલા હોયછે. નાણું ધીર્યા પછી વ્યાજખાધ ભોગવવી ન પડે તે સારૂ ચઢાવો લેવામાં આવેછે. છતાં કાંધાની કોઈ રકમ ખળે તો તે રકમનું ખળેલી મુદતનું ચઢાવાની સરાસરી પ્રમાણે વ્યાજ લેવામાં આવેછે.

**૧૧૫. ચઢાવા ઉપરથી વ્યાજની સરાસરીની રીત નીચે પ્રમાણેછે—** જેટલી મુદતે કાંધાની રકમ પુરી થવાની હોય તેની અર્ધી મુદતે કાંધું પાડતાં ધીરેલી રકમ ઉપર ચઢાવાની રકમજોગ વ્યાજ પડયું ગણાછે; પછી તે ઉપરથી દર વર્ષે દર સેંકડે વ્યાજનો ભાવ નક્કી કરવામાં આવે છે. જેમકે—

પટેલ ઉમેદ લલુભાઈના ખાતાનું રૂ. ૩૩) સું કાંધું માંડેલું છે. એટલે ત્રીસ આપેલા અને ત્રણ ચઢાવાના લીધા છે. કાંધાની રકમો અગિયાર માસે ઠરાવેલી મુદત પ્રમાણે ભરવી જોઇએ. પરંતુ તેણે તે ભરી નહીં માટે ખળેલી રકમનું મુદતના પ્રમાણમાં વ્યાજ લેવાને સારૂ વ્યાજનો દર નીચે પ્રમાણે શોધી કાઢ્યો છે.

કાંધાની દરેક કસ્ત રૂ. ૩)ની દર મહિને ભરવાની હતી. એટલે એ કાંધું ૧૧ માસે પુરૂં થઈ રહેવાનું હતું. માટે ૧૧ અર્ધે પાા માસે રૂ. ૩૦) મુદ્દલપર રૂ. ૩) વ્યાજ મળ્યું કહેવાય; તેથી દર મહિને દર સેંકડે તેનું વ્યાજ કાઢયું કે—

પાા માસે રૂ. ૩૦) મુદ્દલપર રૂ. ૩) ટકા વ્યાજ તો રૂ. ૧૦૦) મુદ્દલપર તેટલી મુદતમાં રૂ. ૧૦) વ્યાજ થાય. હવે પાા માસમાં રૂ. ૧૦૦) મુદ્દલે રૂ. ૧૦) વ્યાજ થાય તો એટલાજ મુદ્દલનું ૧ માસમાં રૂ. ૧ાાા— વ્યાજ થાય. અને વરસ દહાડે રૂ. ૨૧ાાા— નું વ્યાજ પરવડે!!

એ પ્રમાણે ગણતાં વ્યાજની સરાસરી *૨૧ાાા— આવી તેને એના

---

* જો બારીકપણે વિચાર કરીએ તો એ વ્યાજ બે ટકાનું પડશે. એટલે વસૂલ થયેલી કાંધાની રકમોનું વ્યાજ તેમાં ઉમેરીશું તો પુરા બે ટકા લેખે પડે છે.

ખાતામાં આવેલા ૨૪ાા સર વડે ગુણ્યા તો રૂ. ૦ા ૧૯ા દો. ૨ાા બદામ વ્યાજ આવ્યું તે તારીજમાં એને ખાતે ચઢાવ્યું છે (જુઓ એના ખાતાની તારીજ પૃષ્ઠ ૪૯.)

---

## વ્યાજની તારીજ વિષે.

વ્યાજની તારીજની વ્યાખ્યા.

૧૧૬. **દરેક ખાતાદારને ખાતે વ્યાજની કેટલી રકમ થઈ તથા મુદ્દલની કેટલી રકમ રહી તે નક્કી કરવામાં આવે છે તેને વ્યાજની તારીજ કહે છે.** દરેક ખાતાનો વ્યાજનો સર નક્કી કર્યા પછી તેની નીચે તારીજ દોરવામાં આવેછે. એવી રીતે કે—

તારીજ ૩

વ્યાજની તારીજમાં લખવાની રીત.

૧૧૭. **તારીજમાં દરેક ખાતાદારને ખાતે જે મુદ્દલ લહેણા હોય તે ઉધાર બાજુએ અને જે મુદ્દલ દેવા હોય તે જમે બાજુએ ટાંકી લખવું કે બાકી સંવત્ અમુકની ફલાણી મીતિ:** પછી તેની નીચે વ્યાજની રકમ લહેણી પડતી હોય તો ઉધારવી અને દેવી પડતી હોય તો જમે કરવી. અને પેટામાં વ્યાજનો સર તથા વ્યાજનો દર લખવો. જેમકે—

**૧. લું.** મગનભટનું વ્યાજ ગણ્યુંછે તેમાં રૂ. ૫૧) મુદ્દલ બાકી છે તે લખ્યા, અને વ્યાજનો સર ૧૧૬ ૯ાા થયોછે તેપર આઠ આના પ્રમાણે વ્યાજ ગણતાં પાાા —ાા વ્યાજના આવ્યા તેપર દોકડા લેખે છૂટ મૂકી તો પાાા ૦ાા નક્કી વ્યાજ રહ્યું તે તારીજમાં ઉધાર્યુ છે. (જુઓ પૃષ્ઠ ૪૭.)

**૨ જું.** હાજી મુસાનું વ્યાજ ગણ્યું. તેમાં રૂ. ૭૨૩) મુદ્દલમાં બાકી છે તે લખ્યા, વ્યાજનો સર ૬૬૪૨ા આવ્યો તેમાંથી દિન ૦ાા લેખે કાપવાનો ૧૧૦ાા નો સર આવ્યો તે બાદ કરતાં ૬૫૩૧ાા સર રહ્યો તેપર દા. ૦ાા લેખે વ્યાજ ગણ્યું તો ૪૮ાાા ાાા વ્યાજ થયું તે તારીજમાં ઉધાર્યુ છે.

**૩ જું.** પરી. છોટા દાજીભાઈનું વ્યાજ ગણ્યું તેમાં રૂ. ૧૧૭) બાકી દેવા પડેછે. તે જમે કર્યા. વ્યાજનો સર ૧૪૦૨ા જમા ઉધાર સરની બાદબાકી કરતાં લહેણો રહેછે તેમાંથી પંચોતરીનો સર ૭૦) બાદ કર્યો તો ૧૩૩૨ા નક્કી સર લહેણો રહ્યો તેપર દા. ૦ા= ની તેરીખ પ્રમાણે વ્યાજ ગણ્યું તો ૪ાા ૨૪) ૦ાા ઉધાર્યા છે. (જુઓ પૃષ્ઠ ૪૮.)

**૪ થું.** પરોત રાજારામ રૂપરામનું વ્યાજ ગણ્યું છે તેમાં રૂ. ૧૧૭)

બાકી દેવા રહેછે તે જમે કર્યા. આ ખાતામાં જમેનું વ્યાજ ०। અને ઉધારનું વ્યાજ ०।= ઠરેલું છે. માટે ઉધારનો સર ૧૪૮૩॥। છે તેપર રૂ. ०।= પ્રમાણે ગણતાં રૂ. ૫॥ ૫। ०॥ વ્યાજ આવ્યું તે ઉધાર્યું અને જમેનો સર ૯૮॥। હતો તેપર દા. રૂ. ०। પ્રમાણે વ્યાજ ગણ્યું તો ०) ૨૪॥ દોકડા ૩ બદામ વ્યાજ આવ્યું તે જમે કર્યું. એમ કરતાં છેવટ બાકી ૧૧૧। ૧૯। દો. ૨॥ બદામ દેવી રહેછે.

**૫ મું.** પટલ ઉમેદ લલુના કાંધાનું વ્યાજ ગણ્યું. તેમાં મુદ્દલ બાકી નથી. ફક્ત વ્યાજનો સર ૨૪॥ લહેણો પડેછે તેપર ચઢાવાની સરાસરી કાઢતાં આવેલા રૂ. ૧॥।– લેખે વ્યાજ ગણ્યું તો રૂ. ०। ૧૯। દો. ૨॥ બ. વ્યાજ આવ્યું તે ઉધાર્યું છે.

**વ્યાજ ગણી નક્કી કરેલાં ખાતાંના નમુના.** (જુઓ કલમ ૧૧૮ માં.)

## ૧૧૮ વ્યાજ ગણી બતાવેલાં ખાતાના નમુના.

### ૧

ભટ. મુગનલાલ પિતાંબરના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૨ થી સં. ૧૯૪૩ ના આસો વદ ०))

| જમે | ઉધાર |
|---|---|
| જ ० | ઉ ૧૧૬॥ રૂ૫૧) બાકી માગશરશુદ, ૨. મા. ૨૨॥, ૧૩. |
| | ૧૧૬॥ સર. |
| તારીજ | ઉ ૫૧) બાકી સં. ૧૯૪૩ ના આસો વદ ०)) |
| ૫૬॥। ०॥ બાકી લહેણા. | ૫॥ ०॥ વ્યાજ સર ૧૧૬॥ દા. ०॥ |
| ૫૬॥। ०॥ | ૫॥।–॥ વ્યાજ. |
| | ०) – છુટના બાદ. |
| | ૫॥। ०॥ |
| | ૫૬॥। ०॥ |

### ૨.

વહોરા હાજી મુસાના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ०)) સુધી.

| જમે | ઉધાર |
|---|---|
| જ ० રૂ૯૨) કારતક વદ, ૮ દિ. ઉ. | ઉ ૪૯૧૬॥ રૂ૫૭૫) કારતક શુદ, ૫. |
| ० રૂ૧૧૭) ફાગણ વદ, ૬. દિ. ઉ. | ૫૫। રૂ૯૨) મા. ०॥ ૩ |
| | ૫૩०॥ રૂ૧૧૭) મા. ૪॥ ૧. |
| | ૪૩૩૧ રૂ૩૬૬) મા. ૧૧॥ ૧० |
| ૬૬૪૨। | ૪૯૧૬॥ |
| ૧૧०॥ દિ. ०॥ લેખે. | ૧૭૨૫॥ રૂ૩૫૭) જેઠ શુદ ૫. મા. ૪॥ ૧०. |
| ૬૫૩૨॥ | ૬૬૪૨। મજમલે રૂ૭૨૩) બાકી છે. |

| તારીજ | ઉ ૭૨૩) બાકી લહેણા સં. ૧૯૪૩ ના આસો વદ ૦)) |
|---|---|
| ૭૭૧ાાાૅાા બાકી લહેણા. | ૪૮ાાાૅાા વ્યાજ સર ૬૫૩૧ાા દા. ૦ાાા |
| ૭૭૧ાાાૅાા | ૭૭૧ાાાૅાા |

### ૩.

પરી. છોટાલાલ દાજીભાઇના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસો વદ ૦)) સુધી.

| જ ૮ાા ૩૩૦૦) જેઠ શુદ, ૧૦. | ઉ ૪૪૨ાા ૩૧૬૮) ફાગણ વદ, ૬. દિ.જ.૨ાા ૪ |
|---|---|
| ૦ ૩૧૬૮) દિ. ઉ. | ૧૦૬૬ ૩૪૧૫) જેઠ શુદ, ૧૨. |
| ૮ાા ૩૧૩૨) દિ. ૨ | ૦ ૩૧૩૨) દિ. જ. |
| ૯૭ાા ૩૪૦૦) આસો શુદ, ૫. | ૧૦૬૬ ૩૨૮૩) મા. ૩ાા ૮ |
| ૦ ૩૨૮૩) દિ. ઉ. | |
| ૯૭ાા ૩૧૧૭) બાકી દેવા. | ૧૦૬૬ |
| મા. ૦ાા૧૦ | |
| ૧૦૬૧ ૯૭ાા | ૧૫૦૮ાા |
| | ૧૦૬૧ |
| | ૧૪૦૨ાા |
| | ૭૦ પંચોતરી બાદ |
| | ૧૩૩૨ાા |

| તારીજ | ઉ ૪ાાા ૨૪ાા૧ાા વ્યાજ સર ૧૩૩૨ાા દા.૦ાૅ |
|---|---|
| ૧૧૭) બાકી દેવા સં. ૧૯૪૩ ના આસો વદ ૦)) | ૧૧૨) ૦ ૨ાા બાકી દેવા. |
| ૧૧૭) | ૧૧૭) |

### ૪.

પરોત. રાજારામ રૂપરામના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૩ ના આસોવદ ૦)) ને વાર રવીવાર સુધીનું.

| જ૮ાા ૩૩૦૦) જેઠ શુદ,૧૦ ને બુધવાર. | ઉ ૪૩૬ાાા ૩૧૬૮) ફાગણ વદ,૬ ને સોમે |
|---|---|
| ૦ ૩૧૬૮) દિ. ઉ. | મા. ૨ાા ૩ |
| ૮ાા ૩૧૩૨) દિ. ૨ | ૧૦૪૭ ૩૪૧૫) જેઠ શુદ, ૧૨ ને શુકર |
| ૯૩ાા ૩૪૦૦) આસો શુદ, ૫ ને ગુરવાર. | ૦ ૩૧૩૨) દિ. જમે. |
| ૦ ૩૨૮૩) દિ. ઉ. | ૧૦૪૭ ૩૨૮૩) ૩ાા ૬ |
| ૯૩ાા ૩૧૧૭) બાકી. ૦ાા ૯ | |
| ૯૩ાા | ૧૦૪૭) |
| ૧૦૨ાા | ૧૪૮૩ાાા |

| તારીખ | ઉપાપાળા વ્યાજ સર ૧૪૮૩ાા દા. ૦ાᐟ |
|---|---|
| ૧૧૭) બાકી દેવા સં ૧૯૪૩ ના આસો- | ૧૧૧ાા ૨૦ા૧ાા બાકી દેવા |
| વદ ૦)) રવીવાર | ૧૧૭) ૨૫ાા ૨ |
| ૦)૨૫ાા ૨ વ્યાજ સર ૧૦૨ા દા. ૦ા | |
| ૧૧૭) ૨૫ાા ૨ | |

## ૫.

પટેલ ઉમેદ લલ્લુભાઈના ખાતાનું વ્યાજ સં. ૧૯૪૨ ની સાલનું.

જ ૦ ૩૩) પોષ શુદ, ૧૫.
૦ ૩૩) પોષ શુદ, ૧૫.
૦ ૩૩) મહા શુદ, ૪.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯.
૦ ૩૩) વૈશાખ શુદ, ૯.
૦ ૩૩) જેઠ શુદ, ૪.
૦ ૩૩) અસાડ શુદ, ૪.
૦ ૩૩) શ્રાવણ શુદ, ૪.
૦ ૩૩) સં. ૧૯૪૩ના કારતક શુદ, ૪
૦ ૩૩) સં. ૧૯૪૩ ના કા. શુદ, ૪.
૦

ઉ
૦ ૩૩) શ્રાવણ શુદ, ૪.
૦ ૩૩) ૦
૦ ૩૩) ૦
૬ ૩૩) ભાદરવા શુદ, ૪.
૬ ૩૩) ૨)
૦ ૩૦) ૦
૩ ૩૩) આસો શુદ, ૪.
૩ ૩૦) મા. ૧

ઉ ૪ ૩૩) માગશર શુદ, ૪.
૪ ૩૩) મા. ૧) ૧૧
૦ ૩૦) ૦
૧ ૩૩) પોષ શુદ, ૪.
૧ ૩૩) ૧૧ દિ.
૦ ૩૦) ૦
૦ ૩૩) મહા શુદ, ૪.
૦ ૩૩) ૦
૦ ૩૦) ૦
૬ાા ૩૩) ફાગણ શુદ, ૪.
૬ાા ૩૩) મા. ૨) ૫
૩૦) ૦
૩ાા ૩૩) ચૈત્ર શુદ, ૪.
૩ાા ૩૩) મા. ૧) ૫
૦ ૩૦) ૦
૦ાા ૩૩) વૈશાખ શુદ, ૪.
૦ાા ૩૩) ૦) ૫
૦ ૩૦) ૦
૦ ૩૩) જેઠ શુદ, ૪.
૦ ૩૩) ૦
૦ ૩૪) ૦
૦ ૩૩) અસાડ શુદ, ૪.
૦ ૩૩) ૦
૦ ૩૦) ૦

૨૪ાા
ᐟ
૦ ૨૪ાા
૨૪ાા સર.

તારીજ ૩ ૦ ૧૯ ૨॥ વ્યાજસર ૨૪॥ દા. ૧॥ ~

૦ ૧૯ ૨॥ બાકી લહેણા. બાકી રહ્યું છે.

૦ ૧૯ ૨॥ ૦ ૧૯ ૨॥

આ પ્રમાણે તારીજ કર્યા પછી દરેક ખાતાદારને ખાતે નીકળેલું વ્યાજ રોજમેળ અથવા નોંધમાં કે ભરતિયા વહીમાં જમા ઉધાર કરવામાં આવેછે.

---

## તારીજાનાં વ્યાજ ગણવા વિષે.

*તારીજાના વ્યાજની વ્યાખ્યા.*

૧૧૯. **માસવાર ભાવના વ્યાજની સરાસરીથી ગણેલા વ્યાજને તારીજાનું વ્યાજ કહેછે.**

*તારીજાના વ્યાજનો ઉપયોગ.*

૧૨૦. વેપારીઓમાં બજાર ભાવ પ્રમાણે વ્યાજની લેવડદેવડ થાયછે માટે તે લોકોમાં તારીજાના વ્યાજનો ઉપયોગ રહેલો છે. બજારમાં નાણાંની છૂટ હોય ત્યારે વ્યાજનો ભાવ મંદ ચાલેછે અને નાણાંની ભીડ હોય ત્યારે વ્યાજનો ભાવ તેજ રહેછે.

*તારીજાનું વ્યાજ નક્કી કરવાની રીત.*

૧૨૧. બજારમાં નાણાંની છૂટ અથવા ભીડ રહેવાથી **દરેક માસમાં વ્યાજના ભાવ એક કરતાં વધારે વખત ફરેછે. માટે એવાં ખાતાંનાં વ્યાજ ગણતી વખતે દરમહિને પડેલા વ્યાજની સરાસરી નીચે પ્રમાણે શોધી કાઢવી. દરેક માસમાં થયેલા વ્યાજના ભાવનો સરવાળો કરવો, પછી તે સરવાળાને, દરેક માસમાં જેટલી વખત ભાવ બદલાયા હોય તેટલા વારે ભાગવા; જે ભાગાકાર આવે તે સરાસરી વ્યાજ સમજવું.** જેમકે.

કારતક શુદ ૨ જે વ્યાજ ભાવ ૦)≈ હોય, શુદ ૧૫ ૦।~ હોય અને વદ ૧૨ ૦। હોય તો તે ભાવનો સરવાળો ૧૨ આના થયો કારતકમાસમાં ત્રણવાર ભાવ બદલાયો, માટે ૧૨ આનાને ત્રણે ભાગ્યા તો વ્યાજની સરાસરી ૩૦। અથવા ચાર આના આવી; એ પ્રમાણે દરેક માસની સરાસરી કાઢવામાં આવેછે.

*તારીજાનું ખોખુ બનાવવાની રીત.*

૧૨૨. **તારીજાના વ્યાજનું ખોખું બનાવવાની રીત એવીછે કે** દરેક માસમાં થયેલી લેવડદેવડ જેના તેના પેટામાં સમાવવી અને વદ ૦)) ની બાકી કાઢવી. પહેલા માસમાં ૦)) વધેલી રકમ બીજા માસમાં મુદ્દલ લેવી. અને વળી તે માસની રકમ જેના તેના પેટામાં સમાઈ શકે તેમ સમાવીને બાકી કાઢવી. જેમકે.

ખંભોળજા કાળીદાસ દયારામ ૧૪૯૧ાના ફાગણ વદ ૦)) બાકી છે ૩૧૫૧) ચૈત્ર સુદ ૩ આપેલા છે અને ૯૩૪ાા ચૈત્ર વદ ૨, ૧૭૩) વદ ૦)) આવેલા છે તે રકમો એવી રીતે સમાવી કે. ૧૪૯૧ાાના ના પેટામાં આવેલી બંને રકમો સમાતાં ૩૩૮૩ાાના વધ્યા અને ૩૧૫૧) ની રકમ બાકી રહેલી છે તે મળીને કુલ ૩૫૩૪ાાના ચૈત્ર વદ ૦)) ના બાકી રહ્યા. તે વૈશાખ શુદ ૧ ના મુદલમાં લહેણા ગણી વૈશાખની રકમો તેના પેટામાં સમાવી અને વદ ૦)) બાકી લહેણું ૩૧૨૨૯ાના કાઢ્યું છે તે આગલા માસમાં મુદ્દલમાં લઈ તેના પેટામાં ઉપર પ્રમાણે આવેલી રકમો સમાવી છે. (જુઓ તારીજાના વ્યાજનો નમુનો.)

૧૨૩. **તારીજાના વ્યાજની મુદત ગણવા વિષે. કલમ ૮૯ જુઓ.**

૧૨૪. **તારીજાના વ્યાજનો સર ગણવા વિષે. ક. ૧૦૨ જુઓ.**

૧૨૫. તારીજાનું વ્યાજ ગણી તારીજ કરવાની રીત એવી છે કે મુદ્દલ લહેણી રહેલી રકમ ઉધારવી અથવા દેવી રહેલી રકમ જમે કરવી. અને વ્યાજ લહેણું પડતું હોય તો ઉધારવું અથવા દેવું પડતું હોય તો જમે કરવું. અને તેના પેટામાં માસવાર સર તથા વ્યાજની સરાસરીનો આંકડો બતાવવો. (જુઓ નમુનામાં.)

તારીજાના વ્યાજની તારીજકરવાનીરીત.

## ૧૨૬. તારીજાના વ્યાજનો નમુનો.

*ખંભોળજા કાળીદાસ દયારામનું વ્યાજ સં. ૧૯૪૧.

| | |
|---|---|
| જ ૩૯૩૪ાા ચૈતર વદી ૨ દી. ૭. | ઉ૧૦૮૬ાા ૩૧૪૯૧ાના ફાગણ વદ ૦)) |
| ૩૧૭૩) ચૈતર વદી ૦)) દી. ૭. | ૫૨૯ાા ૩૯૩૪ાા ૦ાા ૨. |
| | ૧૭૩) ૩૧૭૩) મા. ૧. |

* ખંભોળજા. કાળીદાસ દયારામનું ખાતુ સં. ૧૯૪૨ ની સાલનું.

| | | | |
|---|---|---|---|
| જ૯૩૪ાા | ચૈતર વદી ૨. | ઉ૧૪૯૧ાના | બાકી. ફાગણ વદ ૦)). |
| ૧૭૩) | ચૈતર વદી ૦)). | ૧૫૧) | ચૈતર શુદ ૩. |
| ૬૧૭) | વૈશાખ શુદ ૧૪. | ૩૫૦) | વૈશાખ શુદ ૭. |
| ૧૧૭)= | પ્ર. જેઠ શુદ ૧૪. | ૨૬૧ાા | વૈશાખ શુદ ૧૦. |
| ૩૫૧ાા | જેઠ વદી ૧. | ૫૦૦) | વૈશાખ વદી ૧૧. |
| ૫૦૦) | જેઠ વદી ૦)). | ૨૦૦) | વૈશાખ વદી ૦)). |
| ૨૬૯૩)= | | ૫૦૦) | જેઠ વદ ૯. |
| | | ૫૦૦) | જેઠ વદી ૯. |
| | | ૩૯૫૩ાાના | |

૩૮૪) ૩૩૮૩ાાાા મા. ૧.
૧૩૬) ૩૧૫૧) ચઇતર શુદી ૧૩ ૦ાા ૨.

૫૩૪ાાાા

૧૨૨૨ાા

૩૬૧૭) વૈશાખ શુદી ૧૪.
૦ ૩૫૩૪ાાાા દિ. ઉ.
૦ ૩૮૨)ાા દિ. ઉ.

૨૪૯ાા ૩૫૩૪ાાાા ચૈતર વદ ૦)).
૨૨૪ાા ૩૩૫૦) વૈશાખ શુદી ૧૦.
૧૯ા ૩૮૨)ાા દિ. ઉ.
૨૦૫ા ૩૨૬૭ાાાા ૦ાા ૮
૧૭૪ા ૩૨૬૧ાા વૈશાખ શુદી ૧૦ ૦ાા ૫.
૩૬૬ાા ૩૫૦૦) વૈશાખ વદી ૧૧ ૦ાા ૧૦.
૦ ૩૨૦૦) વૈશાખ વદી ૦)).

૧૨૨૯ાા

૧૦૧૫)

૦ ૩૧૧૭)ા જેઠ શુદ ૧૪.
૦ ૩૩૫૧ાા જેઠ વદ ૧.
૦ ૩૫૦૦) જેઠ વદ ૦)).

૧૦૦૩) ૩૧૨૨૯ાા વૈશાખ વદ ૦)).
૫૪ાા ૩૧૧૭)ા દી. ૧૪.
૧૮૭ા ૩૩૫૧ાા ૦ાા ૧.
૫૦૦) ૩૫૦૦) મા. ૧.
૨૬૦ાા ૩૨૬૦ાાાા મા. ૧.
૪૬૬ાા ૩૫૦૦) જેઠ વદી ૨ ૦ાા ૧૩.
૩૬૬ાા ૩૫૦૦ જેઠ વદી ૮ ૦ાા ૭.

૧૨૬૦ાાાા

૧૮૩૬ાા

## તારીજ——ઉપરના વ્યાજની બારમાસના ભાવની.

જ

ઉ ૧૨૬૦ાાાા બાકી લેણા જેઠ વદ ૦))
૧૬ાા૨)૨ાા વ્યાજ સર ૪૦૭૪
૬ાાાા૧)૦ા ચૈતરમાસ.
સર ૧૨૨૨ાા દ. ૦ાા ૦ાા
૫)૭ાા વૈશાખમાસ.
સર ૧૦૧૫ દા. ૦ાા
૫ા૨૦)૩ા જેઠમાસ.
સર ૧૮૩૬ાા દા. ૦ા ૦ાા

૧૬ાા૨)૨ાા

૧૨૭૭૨૪)૦ાા બાકી લેણા.

## વ્યાજના જમાખરચ વિષે.

*વ્યાજના લહેણદેણનો જમાખરચ.*

૧૨૭. **ખાતાદારને ખાતે નીકળેલું વ્યાજ લહેણું પડતું હોય તો વ્યાજની રકમ *વ્યાજ ખાતે જમે કરી ખાતાદારને ખાતે ઉધારવી.** પણ જો ખાતાદારને ખાતે **નીકળેલું વ્યાજ દેવું થતું હોય તો વ્યાજની રકમ વ્યાજ ખાતે ઉધારીને ખાતાદારને ખાતે જમે કરવી.**

(જુઓ આસોમાસના જમાખરચી મેળમાં અથવા નોંધમાં વ્યાજ ખાતાનો જમાખરચ.)

*વ્યાજ ખાતે સમાતી બીજી રકમોના જમાખરચ વિષે.*

૧૨૮. હલકી કોમના એટલે કણબી, કોળી ગરાસિયા વગેરે લોકોને નાણું ધીરવામાં આવેછે ત્યારે તેની પાસેથી ધીરનાર આસામી નફા તરીકે જે રકમ કાપી લેછે તેને **વટાવ—ચ-ઢાવો—હકસાઈ—કોથળી છોડામણી—ખાતુ મંડા-મણી કે મનોતી** કહેછે. અને એવા પ્રકારની લીધેલી રકમ **વ્યાજ ખાતે જમે કરવાનો રિવાજ છે.** ખાતાદારને જે રકમ ધીરવી હોય તે તેને આપીને ખાતે લખ્યા પછી ઉપર પ્રમાણે લેવાની રકમ તેની પાસેથી મજરે લેવામાં આવેછે. તેથી એ રકમ વ્યાજને પેટે મળી એમ સ-મજી વ્યાજ ખાતે જમે કરેછે.

---

## વ્યાજ સંબંધી દસ્તાવેજો.

૧૨૯. **અ. નામજોગી.** વ્યાજુચીઠ્ઠી

સંવત્ ૧૯૪૧ ના વરષે મહા શુદ ૫ વાર મંગળે. શાહ. ચુનીલાલ લલ્લુ-ભાઈ. જોગ, લી. શાહ. કેશવલાલ લલ્લુભાઈ, જત, રૂ૫૧) અંકે એકાવન પુરા રોકડા દેવા. અંગ ઉધાર દેવા. દેશ પરદેશ દેવા. જ્યારે ધણી માગે ત્યારે દેવા. એનું વ્યાજ માસ ૧) એકે ટકા ૦॥ અરધા લેખે ચઢે તે ભરી આપીએ સહી. એમાં કશો વાંધો નહીં. અમોએ અમારી અક્કલ હોંશિયારીથી રૂ. રોકડા લ-ઇને આ ચીઠ્ઠી લખી આપી છે. એ લખ્યું બાપના બોલ સાથે પાળીએ સહી.

અત્ર. મતુ. તત્ર. શાખ.

૧. શાહ. કેશવલાલ લલ્લુભાઇ મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દા. પોતે.

૧. ગાંધી. જાદવજી વખતચંદ શાખ ધણી બેહજુર

૧. પરી. ગીરધરલાલ પિતાંબર શાખ ધણી બેહજુર.

---

* હલકા વેપારીઓ વ્યાજની રકમ વટાવ ખાતે જમા ઉધાર કરે છે ઘર-ધણી વ્યાજ ભરવું પડે તે ખરચ ખાતે ઉધારે છે. અને કદાચિત્ એવી રકમ મળે તો ખરચ ખાતે અથવા વટાવ ખાતું હોય તો વટાવ ખાતે જમે કરે છે.

૧૩૦. **ब. શાહજોગી.** વ્યાજુ ચીઠ્ઠી.

સંવત્ ૧૯૪૧ ના વરખે ચૈત્ર શુદ ૫ ને વાર બુધે. શા. ———×——— જોગ લી. ગાંધી. ભોગીલાલ ભાઈચંદ, જત. રૂ૫૦૦) અંકે પાંચસે પુરા રોકડા દેવા. અંગ ઉધાર દેવા. દેશ પરદેશ દેવા. જ્યારે ધણી માગે ત્યારે દેવા. એનું વ્યાજ માસ એકે સત ૧) એકે ટકા ૦ાા પોણા લેખે ચઢે તે ભરી આપું સહી. એમાં કશો શુકન નહીં. અમોએ અમારી અક્કલ હોંશિયારીથી રૂા. રોકડા લઈને આ શાહજોગી ચીઠ્ઠી લખી આપી છે તે લખ્યું બાપના બોલ સાથે પાળીએ સહી.

| અત્ર. મતું. | તત્ર. શાખ. |
|---|---|
| ૧. ગાંધી ભોગીલાલ ભાઈચંદ. મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દા. પોતે. | ૧. ગાંધી મોંઘીલાલ કહાનજી શાખ ધણી બેહજુર. |
| | ૧. ગાંધી ગુલાબચંદ ભાઈચંદ શાખ ધણી બેહજુર. |

૧૩૧. **‡ ફારગતી.**

સંવત ૧૯૪૨ ના વરખે ભાદરવા શુદ ૧૫ વાર શનેઉ શાહ. કેશવલાલ લલ્લુભાઈ. જોગ, લી. શાહ. ચુનીલાલ લલ્લુભાઈ, જત અમારૂં લહેણું તમારી પાસે ચીઠી તથા ખાતાની રૂ૭થી હતું તે સરવે તમારી પાસેથી આજ દિન સુધી હિસાબની રૂઈથી ભરીપુરી પામ્યા છીએ, હવેથી તમારે અમારે અભરામ કુલ નદાવા. આ ફારગતી અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપી છે તે કબૂલ મંજુર છે. એથી ફરે તે પોતાના ધર્મથી ફરે.

| અત્ર. મતું. | તત્ર. શાખ. |
|---|---|
| ૧. શાહ. ચુનીલાલ લલ્લુભાઈ મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દા. પોતે. | ૧. ગાંધી. કોદર મોંઘીલાલ શાખ ધણી બેહજુર. |
| | ૧. શા. મોંઘીલાલ મોતી શાખ ધણી બેહજુર. |

---

× ધીરનારનું નામ લખાતું નથી કેમકે તે ચીઠ્ઠી ગમે તેને વેચી શકાય છે. આ બંને દસ્તાવેજો રજીષ્ટર કરાવવા પડે છે. માટે એવી ચીઠ્ઠી કવચિત્ લખાવવામાં આવે છે પરંતુ હાથ દસ્કતની ચોપડીમાં ખાતાદારના હાથે લખાવી લેવામાં આવે છે તેથી વ્યવહાર નભે છે. ‡ ફારગતી એટલે પહોંચ. એ વિષે વધારે નમુના વ્યવહાર પ્રકાશ ત્રીજા ખંડમાં આવશે.

# ઇતર પ્રકારના વ્યાજ વિષે.

એટલે

## સરકારી લોન, સેવિંગબેંક અને શેરની પેદાશના જમાખરચ વિષે.

૧૩૨. **વેપારીઓ** લોકોનાં **નાંણાં જમે રાખેછે તેમ સરકાર** પણ લોકોનાં **નાણાં જમે રાખેછે.** અને તે વેપાર ચાલુ રહેવાને માટે **સરકારે** કેટલેક ઠેકાણે **મોટી અને** કેટલેક ઠેકાણે નાની **નાની બેંકો સ્થાપી છે.**

લોકોનાં નાણાં સરકાર જમે રાખેછે.

૧૩૩. **સરકારમાં મૂકેલા રૂપિયા બદલ જે પ્રામેશરી નોટો મળે છે તેને લોન કહે છે.** લોનનું વ્યાજ ૭ ૭ મહિને ચૂકવી આપવાનો રિવાજ છે. અને તે સરકારી હરકોઈ ત્રીજેરીમાંથી મળી શકેછે. મોટી બેંકોમાં નાણાં મૂકવાં હોય તો લોન ખરીદવી પડેછે અને તે હરકોઈ વખતે બજારભાવ પ્રમાણે વેચી પણ શકાય છે. લોન એક જાતની સરકારની શાહજોગી ચીઠ્ઠી કહીએ તો હરકત જેવું નથી. કેમકે તેમાં નાણાં ભરનારનારનું નામ લખાતું નથી. ફકત નાણાંની રકમ, વ્યાજનો દર અને નોટનો નંબર ઇંગ્રેજી ભાષામાં લખેલાં હોયછે.

લોન વિષે.

(જુઓ હરકોઈ બેંકની નોટો.)

૧૩૪. **જે બેંકની લોન ખરીદી હોય તે બેંકની લોનને ખાતે આપેલા રૂ. ભાવ પ્રમાણે ઉધારવા. અને વેચાણ કરતાં ઉપજેલા રૂ. તેજ ખાતે જમે કરવા.**

લોનનો જમા ખરચ.

૧૩૫. **મળેલું લોનનું વ્યાજ, વ્યાજખાતે અથવા લોનના વ્યાજ ખાતે કે વટાવખાતે જમે કરવું**

લોનના વ્યાજનો જમાખરચ.

૧૩૬. **લોનનું વેચાણ કરતાં થયેલો નફો તોટો પેદાશના મુખ્ય ખાતે એટલે વટાવ ખાતે અથવા પોતાનેજ ખાતે જમા ઉધાર કરવો.**

લોનના વેપારની વધઘટનો જમાખરચ.

૧૩૭. **સરકારે દરેક પોષ્ટઑફીસમાં નાની નાની બેંકો ઉઘાડીછે તેને પોષ્ટલ સેવિંગ બેંક કહેછે.** પોસ્ટલ સેવિંગબેંકમાં ચાર આનાથી માંડીને રૂ ) સુધીની રકમ જમે મૂકી શકાય છે. અને તેપર સેંકડે પાંચ આના વ્યાજ મળેછે. જમે મૂકેલી રકમનો દાખલો એક ચોપડીમાં મળેછે આ બેંક મૂકેલા રૂ. નું વ્યાજ બાર બાર

પોસ્ટલબેંક વિષે.

મહિને નક્કી કરી આપેછે. વ્યાજ નક્કી કરાવવાને ક્યારે ચોપડીઓ લઈ જવી તેને માટે પોસ્ટખાતાના અધિકારી મૂકરર દિવસ ઠરાવી સૌને ખબર અપાવે છે. એ ચોપડીનાં નાણાં પોસ્ટ ઑફીસ સિવાય બીજે ઠેકાણેથી મળતાં નથી તેમ નાણાં મૂકનાર માણસ સિવાય બીજા કોઈને મળતાં નથી. નાણાં મૂકનાર તરફથી રીતસર મુખ્ત્યારપત્ર મળેલું હોય તોજ બીજા માણસને પુરતી ખાત્રી કરી લીધા પછી મૂકેલાં નાણાં મળેછે.

પોસ્ટલ બૅંકમાં મૂકેલા રૂા. નો જમાખરચ.

૧૩૮. **પોસ્ટલ સેવિંગ બેંક ખાતે મૂકેલા રૂા. જે તે ગામની પોસ્ટલ સેવિંગબેંકને ખાતે ઉધારવા. અને તે ઉપાડી લીધા પછી એને ખાતે જમે કરવા.**

પોસ્ટલ બૅંકના વ્યાજનો જમાખરચ.

૧૩૯. **પોસ્ટલ સેવિંગબેંકમાંથી મળેલું વ્યાજ, વ્યાજખાતે–અથવા વટાવ ખાતે જમે કરી જે તે પોસ્ટલ સેવિંગબેંકને ખાતે ઉધારવું.** પરંતુ જો તે વ્યાજ ઉપાડી લીધું હોય તો ઉપર પ્રમાણે જમેખરચ નાખીને તે સેવિંગબેંક ખાતે જમે કરી લેવું.

શેર વિષે.

૧૪૦. **ખાનગી ભાગીરદારોએ ઉભી કરેલી મંડળીઓમાં રાખેલા ભાગને શેર કહેછે.** કંપનીના ભંડોળના પ્રમાણમાં શેર ઠરાવેલા હોય છે. શેરનો ભાવ તેજ કે નરમ થવાનો આધાર કંપનીના કામપર રહેલો છે અને તે હરકોઈને બજાર ભાવ પ્રમાણે વેચી શકાય છે. આ વેપારમાં એકંદર ભંડોળપર મળેલો નફો હિસ્સા પ્રમાણે વહેંચવામાં આવેછે.

શેરના જમાખરચ વિષે.

૧૪૧. **શેર રાખતાં રોકેલા રૂા. જે તે કંપનીના શેરખાતે ઉધારવા; અને તેનું વેચાણ કરતાં ઉપજેલા રૂા. તેને ખાતે જમે કરવા.**

શેરના નફા તોટાનો જમાખરચ.

૧૪૨. **કંપની તરફથી રાખેલા શેરપર મળેલો નફો તોટો વ્યાજ ખાતે કેવટાવ ખાતે જમા ઉધાર કરવો.**

શેરના વેચાણમાં થયેલા નફા તોટાનો જમાખરચ.

૧૪૩. **શેરનું વેચાણ કરતાં થયેલો નફો તોટો વટાવ ખાતે કે પોતાને ખાતે જમા ઉધાર કરવો.** અને પેટામાં તેની વિગત લખવી.

૧૪૪. **જે વિમા કંપનીમાં જીંદગીના વિમા ઉતરાવ્યા હોય તેને પેટે ભરવા પડતા રૂા. તે વિમા કંપનીને ખાતે ઉધારવા. અને તેનું વસૂલ થાય ત્યારે તેનેજ ખાતે જમા કરવા.**

જીંદગીનોવિમો ઉતરાવતાં ભરેલી રકમોનો જમા ખરચ.

---

## હુંડી વિષે.

એટલે

### क. હુંડીઓ વગેરે આપવા લેવાના, તથા તેમાં થતી પેદાશના જમાખરચ વિષે.

૧૪૫. સામા માણસને પરદેશ ખાતેથી ત્રણ પ્રકારના દસ્તાવેજથી નાણાં અપાવી શકાય છે તે એવી રીતે કે—**કાગળ** અથવા **ચીઠ્ઠી** વડે, **ભલામણ** વડે કે **હુંડી** વડે.

નાણાં અપાવવાને ત્રણ પ્રકારના દસ્તાવેજ થાયછે.

૧૪૬. સામા માણસને પોતાના ગામમાં નાણાં અપાવવા સારૂ પણ ચીઠ્ઠી લખી આપવામાં આવે છે તેને **રૂક્કો** કહેછે. જ્યારે પોતાના ઘરમાં સામા માણસને આપવા જોગ નાણાં ન હોય અને ત્રીજે ઠેકાણેથી લાવી આપવા જોગ ફૂરસદ ન હોય ત્યારે નાણાં લેવા આવનાર શખ્સને નાણાં મળવા સારૂ આ ગોઠવણ કરવામાં આવેછે. (જુઓ હુંડીના દસ્તાવેજમાં તે રૂક્કાનો નમુનો **क**).

પોતાના વતનમાં પણ ચીઠ્ઠી લખી નાણાં અપાવી શકાયછે.

૧૪૭. સામા માણસને **અમૂક ગામમાં જોઈતાં નાણાં મળવા જોગ લખી આપેલા દસ્તાવેજને કાગળ કે ચીઠ્ઠી કહેછે.** ખાસ સંબંધવાળા માણસ હોય તેનેજ આ ચીઠ્ઠી આપવામાં આવેછે. પરદેશ ખાતે અંગના માણસોને અવઘડ પડે તે દૂર કરી શકાય તે સારૂ આવી જાતનો કાગળ આપવામાં આવેછે. અને તે લખવાની રીત સાધારણ કાગળ જેવી છે. (જુઓ તે વિષેનો નમુનો **ख** હુંડીના દસ્તાવેજમાં)

કાગળ કે ચીઠ્ઠીની વ્યાખ્યા.

૧૪૮. **એક** દેશનો **વેપારી** કે આબરૂદાર માણસ **બીજા** દેશના **વેપારી** કે આબરૂદાર માણસ **ઉપર ત્રીજા માણસને જોઈતી રકમ મળવા સારૂ** ખાત્રી ભરેલો **જે કાગળ લખી આપેછે તેને ભલામણ** કહેછે. ભલામણમાં બાંધેલી મુદત સુધી ભલામણનો ઉપયોગ થઈ શકેછે. હુંડિયામણનો ખરચ બચાવવો હોય તો ભલામણ મેળવવાની તજવીજ કરવામાં આવેછે. અને તે વળી પરદેશમાં સાથે રા-

ભલામણ વિષે સમજુતી.

ખેલાં નાણાં વાપરતાં ખૂટવાનો સંભવ હોય, કે કિફાયત પડતો માલ ખરીદવાને વધારે નાણાંની જરૂર પડે એમ હોય તોજ ભલામણ લખાવી લઇ સાથે રાખવામાં આવેછે. જો લીધેલી ભલામણ ઉપયોગમાં ન આવે તો લખી આપનારને તે પાછી આપવામાં આવેછે; અને તેનો ઉપયોગ કર્યો હોય તો ભલામણ શિકારનારને તે પેટે લીધેલાં નાણાંની પહોચ લખી આપવી પડેછે. એટલે તે ધણી (નાણાં આપનારો) જમાખરચ પડવા સારૂ ભલામણ લખનારપર લખાવી લીધેલી પહોચ બીડેછે. પહોચ આવેથી ભલામણ લખનાર પોતાને ત્યાં તેનો જમાખરચ નાખેછે.

(જુઓ ભલામણનો નમુનો–હુંડી સંબંધી દસ્તાવેજમાં.)

હુંડીની વ્યાખ્યા.

૧૪૯. **એક** દેશનો **નાણાવટી,** અથવા **સરાફ** કે **વેપારી બીજા** દેશના **નાણાવટી–સરાફ કે વેપારી ઉપર ત્રીજા માણસને નાણાં આપવા બાબત જે દસ્તાવેજ લખી આપે છે તેને હુંડી કહેછે.**

હુંડીમાં ત્રણ જણનો વ્યવહાર થાય છે.

૧૫૦. હુંડીનો સંબંધ ત્રણ માણસ વડે બંધાય છે. એવી રીતે કે—હુંડી કરાવનારને હુંડી લખનારની સાથે; અને હુંડી લખનારને હુંડી શિકારનારની સાથે નાણાંનો વ્યવહાર બંધાયછે.

રાખ્યાવાળાની વ્યાખ્યા.

૧૫૧. **જે માણસ** પરદેશમાં રૂા. મળવાને સારૂ **હુંડી કરાવે તેને હુંડી કરાવનાર** અથવા **રાખ્યાવાળા કહેછે. હુંડીઓમાં** રાખ્યાવાળા માલમ પડે તે સારૂ **લખાયછે કે 'રાખ્યા ફલાણી આશામીના.'** (જુઓ હુંડીના નમુનામાં.)

હુંડીના લખનારની વ્યાખ્યા.

૧૫૨. **જે માણસ** પરદેશમાં રાખ્યાવાળાને રૂા. મળે એવો દસ્તાવેજ એટલે **હુંડી લખી આપેછે તેને હુંડીનો લખનાર કહેછે.** હુંડીનો લખનાર માલમ પડે તે સારૂ **હુંડીમાં લખાયછે કે 'એતાનશ્રી અમૂક ઠેકાણેથી લી. ફલાણા ફલાણા.'**

(જુઓ હુંડીના નમુના.)

હુંડીના શિકારનારની વ્યાખ્યા.

૧૫૩. **હુંડીનો લખનાર** પરદેશ ખાતે **જેના નામની હુંડી લખેછે તેને હુંડીનો શિકારનાર કહેછે. હુંડીમાં શિકારનારનું નામ નામ ૧ લું, હુંડી લખનારનું નામ ૨ જું, અને છેવટે રાખ્યાવાળાનું નામ લખાયછે.**

(જુઓ હુંડીઓના નમુનામાં.)

**૧૫૪. હુંડીઓ બે જાતની છે. अ. નામજોગી. ब. શાહજોગી.**

**૧૫૫. જે હુંડીનાં નાણાં હુંડીમાં લખેલા માણસનેજ મળી શકેછે તેને નામજોગી હુંડી કહેછે. નામજોગી હુંડીનાં નાણાં રાખ્યાવાળાનેજ આપવાનાં હોય તો લખાય કે 'રાખ્યા ફલાણા પાસેથી રાખ્યાવાળા ધણી જોગ આપજો.' અને રાખ્યાવાળાની વતી બીજા માણસને તે નાણાં આપવાનાં હોય તો લખાયછે કે 'રાખ્યા ફલાણા પાસેથી. નામે ફલાણી આશામી જોગ આપજો.'** (જુઓ હુંડીઓના નમુનામાં નામજોગી હુંડી નં. अ. ब.)

નામજોગી હુંડી વિષે.

જ્યારે પરદેશ ખાતે પોતાના તરફની ખાત્રી આપે એવો શખ્સ મળવાનો સંભવ ન હોય ત્યારે નામજોગી હુંડી લેવામાં આવેછે. રાખ્યાવાળાનેજ નાણાં અપાવવાં હોય ત્યારે નામજોગી હુંડીમાં ખોળાધરી લેશો નહીં એમ લખવામાં આવેછે, હુંડી લાવનાર ધણીજ રાખ્યાવાળો છે એવી નિશાની જાણવાને સારૂ હુંડીનો લખનાર રાખ્યાવાળાના અંગની તલચાહાં વગેરે નિશાનીઓ હુંડીમાં લખેછે; અથવા અલાયદા કાગળમાં લખીને હુંડીના શિકારનારપર બીડી દેછે, એટલે શિકારનાર શખ્સ રાખ્યાવાળાને તપાસી લઇ હુડીનાં નાણાં આપેછે. પરંતુ હુંડીનો લખનાર, એવી નિશાનીઓ લખવામાં ભૂલ કરે તો હુંડીનો શિકારનાર તે હુંડી શિકારતો નથી. હાલમાં નામજોગી હુંડીઓ ઘણેભાગે લખાતી નથી, કેમકે રેલવેના સાધનથી મુસાફરી કરવી સહેલ અને ભય વગરની થઇ પડીછે; એટલે ઘણાખરા લોકો રોકડ નાણું અથવા સરકારી નોટો સાથે રાખેછે. સરકારે કાઢેલા મનીઆરડરો નામજોગી હુંડીની ખરી નકલ છે. કારણ મનીઓરડરનાં નાણાં મનીઓરડરમાં લખેલા માણસનેજ મળી શકેછે.

નામજોગી હુંડી કરાવ્યા પછી તેનો ઉપયોગ કરવાની જરૂર જેવું ન હોય તો લખનાર ધણીને પાછી અપાયછે, એટલે હુંડીનાં નાણાં મજરે મળેછે. પણ આપેલું હુંડિયામણ પાછું મળતું નથી. મનીઓરડર પાછો ફરે તો તેમાં પણ તેમજ થાયછે; એટલે મનીઓરડર ખરચ પાછો મળતો નથી, પણ મનીઓરડરથી અપાવવાના રૂ. મૂળ માલિકને એટલે મનીઓરડર કરાવનારને પાછા મળેછે.

નામજોગી હુંડી શિકરાય નહીં તો લખનારને પાછી આપી શકાય છે; એ વિના બીજી કોઇ રીતે નામજોગી હુંડીનાં નાણાં લેવા ધાર્યા હોય તો

મળી શકે નહીં. અર્થાત્ **નામજોગી હુંડી વેચાણ થઈ શકતી નથી.**

શાહજોગી હુંડી વિષે.

**૧૫૬. જે હુંડીના રૂા. રાખ્યાવાળાને અથવા હરકોઈ માણસને મળી શકેછે તેને શાહજોગી હુંડી કહેછે. શાહજોગી હુંડીમાં લખાયછે કે 'રાખ્યા ફલાણી આશામી પાસેથી નામે શાહ વેપારી જોગ, ગરથ, ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો.'** તેથી શિકારનાર ખાત્રી કરીને હુંડી શિકારી નાણાં આપેછે.

(જુઓ હુંડીઓના નમુનામાં શાહજોગી હુંડી.)

શાહજોગી હુંડી હરકોઈ માણસને વેચાણ આપી શકાયછે. પરંતુ એવી હુંડીનાં નાણાં લઈ જનાર માણસ આબરૂદાર છે કે નહીં તેની ખાત્રીને સારૂ શિકારનાર વેપારી હુંડીનાં નાણાં લેનાર પાસેથી **ખોળાધર** એટલે **જામીન** માગેછે. જ્યારે જામીન રજુ કરેછે ત્યારે તેને હુંડીનાં નાણાં મળી શકેછે.

શાહજોગી હુંડીનાં નાણાં વહેલાં જોઇતાં હોય અને રાખ્યાવાળો શખ્સ આબરૂદાર હોય તો બજારમાં તેનું વેચાણ કરવાથી પોતાનો હેતુ પાર પડે છે; અથવા શિકારનારની મરજી હોય તો હુંડી પાકવાને જેટલી મુદત બાકી હોય તેટલી મુદતની તેરીખો કાપી આપવાથી, અને ખોળાધર રજુ કરવાથી પણ તરત નાણાં મળી શકેછે. નામજોગી હુંડીમાં તે પ્રમાણે થઈ શકતું નથી. શાહજોગી હુંડી વટાવવાની જરૂર ન હોય અને લખનાર ધણીની મરજી હોય તો તેને પાછી આપી શકાયછે. નહિ તો શિકરાવીને નાણાં લીધાવગર છૂટકો થતો નથી.

**શાહજોગી હુંડી વેચાણ આપવામાં આવે ત્યારે** એ હુંડીની પાછળ **લખી આપવું પડેછે કે અમૂક ધણીએ ફલાણા શખ્સને *વેચાણ આપીછે.'**

---

## ગેરવલ્લે ગયેલી હુંડીના ઉપાય.

૧૫૭. **હુંડીનો લખનાર ગેરવલ્લે** ગયેલી **હુંડીનાં નાણાં મળવા**

---

* કલકત્તા તરફ શાહજોગ હુંડીઓનો વેચનાર હુંડીની પાછળ સહી કરી આપેછે એટલે તે મંજુર રાખવામાં આવેછે. પરંતુ ખોળાધરીનો રિવાજ તો આખા હિંદુસ્થાનમાં છે. કેટલાક લોકો શાહજોગી હુંડીની પાછળ બિલકુલ લખી આપતા નથી તોપણ તે રાખનારને ખોળાધર રજુ કરેથી નાણાં મળી શકેછે.

પેંઠનીવ્યાખ્યા. **સારૂ હુંડીને બદલે જે બીજો દસ્તાવેજ** લખી **આપેછે તેને પેંઠ કહેછે.** પેંઠમાં ગેરવલ્લે પડેલી હુંડીની સઘળી હકિકત લખવામાં આવેછે. એટલે પેંઠનો શિકારનાર પોતાને ત્યાં પુરતી રીતે તજવીજ કરીને રાખ્યાવાળાને નાણું આપેછે. (જુઓ હુંડીઓના નમુનામાં પેંઠ.)

૧૫૮. **હુંડીનો લખનાર ગેરવલ્લે ગયેલાં હુંડી તથા પેંઠનાં નાણાં મળવાને સારૂ ત્રીજો દસ્તાવેજ કરી આપેછે તેને પરપેંઠ** કહેછે. પરપેંઠમાં પણ હુંડી તથા પેંઠની સઘળી હકિકત લખવામાં આવેછે. એટલે શિકારનાર ધણી પોતાને ત્યાં તપાસ કરી તે હુંડી કે પેંઠ ન શિકાર્યાં હોય તો પરપેંઠ શિકારી રાખ્યાવાળાને નાણું આપેછે. (જુઓ હુંડીઓના નમુનામાં પરપેંઠ.)

પરપેંઠની વ્યાખ્યા.

૧૫૯. હુંડી, પેંઠ અને પરપેંઠ ગેરવલ્લે જાય તો તેનો લખનાર રાખ્યાવાળાને નાણું મળવા સારૂ **ચોથો દસ્તાવેજ લખી આપેછે તેને કાગળ કહેછે.** એ કાગળ વડે ગેરવલ્લે પડેલી હુંડી—પેંઠ કે પરપેંઠનાં નાણું મળી શકેછે. (જુઓ હુંડીઓના નમુનામાં કાગળ.)

પરપેંઠ ગેરવલ્લે જાય તો કાગળ મળેછે.

૧૬૦. **ગેરવલ્લે પડેલી હુંડીનાં નાણાં ઉપર લખેલા ત્રણ દસ્તાવેજથી મળી શકેછે. પરંતુ તેનાં નાણાં કોઈ માણસ બે વખત લઈ શકે નહીં માટે દરેક દસ્તાવેજમાં લખવામાં આવેછે કે 'અમૂક દસ્તાવેજ ગેરવલ્લે પડવાથી આ દસ્તાવેજ લખી આપ્યો છે માટે તમે તમારા હિસાબી ચોપડા તપાસીને આ દસ્તાવેજ શિકારી નાણાં આપજો. અમે તમને દસ્તાવેજ (આંકડો) લખ્યા પરંતુ તેનાં નાણાં એકવાર મજરે આપીશુ'** આ પ્રમાણે લખવાછતાં શિકારનાર ધણી ભૂલે તો કરેલી ભૂલનું ફળ તેને પોતાનેજ ખમવું પડેછે. મતલબ કે લખનાર ધણી શિકારનારને તે નુકસાન મજરે આપતો નથી.

ગેરવલ્લે પડેલા દસ્તાવેજનાં નાણાં બે વખત ન લઈ શકે એવી જાતની ગોઠવણ.

(જુઓ એ વિષે હુંડી સંબંધી નમુના—પેંઠ—પરપેંઠ ઈ.)

૧૬૧. **હુંડીની સામાન્ય મુદ્દતો નીચે પ્રમાણે છે.**

હુંડીમાં નખાતી મુદ્દતો.

**क. તરત મુદતની**—હુંડી દેખાડતાની સાથે નાણાં મળે.

**ख. દિન ૧ વળતાની**—હુંડી દેખાડ્યા પછી બીજે દિવસે નાણાં મળે.

**ग. મુદ્દતવાર ભોમની**—હુંડી દેખાડ્યા પછી ચોથે દિવસે નાણાં મળે.

**घ. દિન ચાર ચારની—** „ *૯-૧૩-૧૫ „

**ङ. બાંધી મુદતની**—હુંડીમાં ઠરાવેલી મુદત પછી નાણાં મળે.

૧૬૨. એ મુદતો સિવાય દેશાવરના દૂરપણાના સંબંધે કેટલીક મુદતો નાખવામાં આવેછે. વડોદરેથી લખાતી **હુંડીની કેટલીક વિશેષ મુદતો નીચે** પ્રમાણે છે.

- **च.** ભરૂચની—મુદત પછી ૧૦ દિવસે નાણાં મળે.
- **छ.** સૂરતની— „ ૧૨ „
- **ज.** મુંબાઈની— „ †૨૧-૨૨ „
- **झ.** પુનાની— „ ૨૭ „
- **ञ.** પાલીની. (મારવાડ). „ ૪૫ „
- **ट.** પ્રતાપગડની. „ ૩૧ „
- **ठ.** રતલામની. „ ૨૧ „
- **ड.** કલકત્તાની. „ ૬૧ „
- **ढ.** કાશીની. „ ૯૧ „
- **ण.** વિલાયતની (ઇંગ્લાંડની). „ ૧૮૧ „

૧૬૩. મુદત વગેરે કારણો ઉપરથી નામજોગી તથા શાહજોગી હુંડીઓ ઓળખવાને માટે તેનાં જે **ઉપનામ** પાડવામાં આવ્યાં છે. **તે** નીચે પ્રમાણે છે—

હુંડીઓનાં કેટલાંકઆડનામો.

- **अ.** તરત મુદતની હુંડીને **રોકડી, દર્શની** અથવા **તરત મુદતની હુંડી** કહેછે.
- **ब.** મુદતની હુંડીઓને **બાંધી મુદતની હુંડીઓ** કહેછે.
- **क.** આપણા દેવા પેટે **આડતિયાને જે હુંડીઓ વેચાણ રાખીને,** બીજા કનેથી **લખાવીને,** અથવા પોતે **ત્રીજા** માણસ **ઉપરની લખીને બીડવામાં આવેછે તેને શાખો હુંડીઓ કહેછે.**

૧૬૪. **શિકારનારે લખેલી હુંડી ન શિકારવાથી પાછી મગાવવી પડે તો તેને કોરે પૂઠેની** હુંડી કહેછે. જ્યારે આવેલી હુંડી શિકારવી ન હોય ત્યારે હુંડી લખનારને એક કાગળથી ખબર આપવી પડેછે- એટલે હુંડીનો લખનાર રાખ્યાવાળાને નાણાં મળવા

કોરે પૂઠેની હુંડી.

---

* વડોદરામાં ૯ તેના. ૮, અમદાવાદ-સૂરતમાં ૧૩ અને મુંબાઇમાં પંદર દિવસે નાણાં મળેછે. † મુંબાઈની એ બંને મુદતો નંખાય છે. ૨૧ દિ. ની હોય તો ૨૨ મે દિ. નાણાં મળે પણ ૨૧ દિ. પછીની હોય તો ૨૬ દિ. નાણાં મળે, તેજ પ્રમાણે રતલામવાળીનાં પણ ૨૬ દિ. નાણાં મળેછે.

સારૂ ત્રીજા વેપારી ઉપર કાગળ લખેછે. એ કાગળમાં રાખ્યાવાળાને નાણાં આપવાનું લખી જણાવેછે કે 'અમૂક ધણી અમારી હુંડી શિકારતા નથી માટે તમે આ કાગળથી એ હુંડીના રૂપિયા આપજો. અને હુંડી ભરપાઈ કરાવ્યા વગર અમને પાછી બીડજો.' એ પ્રમાણે કાગળ જવાથી હુંડી લઇ જનારનું કામ અટકતું નથી.

૧૬૫. જ્યારે **શિકારનાર ધણીને** રાખ્યાવાળા શિકારવાની **હુંડી** બતાવે છે ત્યારે શિકારનાર તેના ઉપર તે **જોવાની તીથિ લખી આપેછે તેને દેખાડ ઘાલી આપી કહેછે.** શિકારનારે દેખાડ ઘાલી આપ્યાથી રાખ્યાવાળાને આશા રહેછે કે આપણી હુંડી શિકરાશે.

હુંડીમાં દેખાડ ઘાલવા વિષે.

૧૬૬. **હુંડીનાં નાણાં લેનાર** નાણાં લેતી વખતે **હુંડીની પાછળ લખી આપેછે કે "આટલા રૂા. હું ભરી પુરી પામ્યો છું" તેને ભરપાઈ** કહેછે.

હુંડી ભરપાઈ કરાવવાવિષે.

૧૬૭. **ભરપાઈ થયેલી હુંડીને પાકેલી હુંડી અથવા ખોખું કહે છે.** હમેશાં એવાં ખોખાં શિકારનાર ધણી તરફથી લખનાર ધણીપર પાછાં બીડવામાં આવેછે. એટલે તે ઉપરથી લખનાર ધણી હુંડી શિકાર્યાની ખરી મીતિ રોજમેળના જમાખરચમાં ટાંકેછે.

હુંડીના ખોખાનીવ્યવસ્થા.

૧૬૮. લખેલી **હુંડી ન શિકારવાથી પાછી આવે તો હુંડીના લખનાર તરફથી રાખ્યાવાળાને** લોકવ્યવહાર પ્રમાણે **જે રકમ આપવામાં આવેછે તેને નકરામણ શિકરામણ અથવા ખેપ નકરામણ કહેછે.**

નકરામણ શિકરામણની વ્યાખ્યા.

૧૬૯. હુંડીનો શિકારનાર તેના પોતાના ઉપર આણેલી હુંડી લે પણ શિકારે નહીં તો, હુંડીનો લખનાર રાખ્યાવાળાને રિવાજ પ્રમાણે **નકરામણ શિકરામણ** આપેછે. જ્યારે હુંડી લખનાર આશામી વિષે હુંડી શિકારનારને શક હોય, અથવા તેની સાથે કોઇ પ્રકારનો વાંધો ઉઠેલો હોય ત્યારે આવો બનાવ બનવાનો સંભવ છે. પરંતુ લખનાર ધણી સદ્ધર ગણાતો હોય, અને લખેલી હુંડી શાહજોગ હોય તો હુંડીના શિકાર પાસેથી આપેલી હુંડી પાછી લઈ બજારભાવે વેચાણ કરી તેનાં નાણાં મેળવી શકાય છે. નહિં તો હુંડીનો શિકારનાર તેના લખનારને તમારી હુંડી શિકારતો નથી એવી મતલબનો કાગળ લખીને તુરત ખબર આપેછે. એટલે લખનાર ધણી ત્રીજી

હુંડી શિકરાય નહીં ત્યારે રાખાવાળાનેનકરામણ શિકરામણ મળે.

આશામીપર કાગળ લખીને રાખ્યાવાળાને હુંડીનાં નાણાં મળવાની ગોઠવણ કરેછે. આવો બનાવ બને ત્યારે રાખ્યાવાળાને જરાપણ નુકશાન થતું નથી. કેમકે ખળેલી રકમ મોડી મળે તો દેશ રિવાજ પ્રમાણે તે રકમ વ્યાજ સાથે મળેછે. એટલું તો ધ્યાનમાં રાખવું કે વેપારીઓ વ્યવહારમાં બહુ ચોખ્ખા રહેછે. અને ગડબડ જેવું જણાયછે તો તે વિષે નિરાકરણ થતા સુધી હરેક જાતનો વ્યવહાર બંધ રાખેછે.

નકરામણ શિકરામણમાં શું શું મળેછે.

૧૭૦. હુંડીના લખનાર તરફથી રાખ્યાવાળાને નકરામણ શિકરામણની રકમ મળેછે. નકરામણ શિકરામણના દરેક સ્થળે જૂદા જૂદા રિવાજ છે. જે *સ્થળે જે રિવાજ હોય તે પ્રમાણે સેંકડે ખર્ચ, પાછી ફરેલી હુંડી રદ કરીને ચાલતી મીતિની સદ્ધર આશામી ઉપરની નવી હુંડી, હુંડી સાટે ખળેલી રકમનું દેશ રિવાજ પ્રમાણે વ્યાજ, અને હુંડીની ટીકટનો ખર્ચ નકરામણ શિકરામણમાં મળેછે.

૧૭૧. નકરામણ શિકરામણમાં વ્યાજ મળેછે તે મહિના કરતાં ઓછા દિવસ થતા હોય તો પણ પુરા મહિનાનું મળેછે અને મહિના કરતાં વધારે દિવસ થતા હોય તો ઉપરના થયેલા દિવસ સહ આખા મહિનાનું વ્યાજ મળેછે. મતલબ કે મહિના કરતાં ઓછા દિવસ થયા હોય તોપણ પુરા માસનું વ્યાજ મળેછે; મહિના ઉપર વધારે દિવસ થયા હોય તો થયેલી સઘળી મુદતનું વ્યાજ મળી શકેછે.

ક્યારે નકરામણ શિકરામણ ન મળે.

૧૭૨. જ્યારે હુંડીનો શિકારનાર તેને ત્યાં શિકારવાની હુંડી પહોચતા પહેલાં નબળો પડી જાય એટલે તેની પેઢી તુટે—દેવાળુ કાઢે તો હુંડીના લખનાર તરફથી રાખ્યાવાળાને નકરામણ શિકરામણ મળતું નથી. એવો બનાવ બને ત્યારે લખનાર ધણીને તેની હુંડી પાછી આપવી. અને પોતાને જરૂર હોય તો બીજી હુંડી લખાવી લેવી.

હુંડીઓમાં ભખ્ખાઈ વિષે.

૧૭૩. બાંધેલી મુદત પ્રમાણે હુંડી ન **શિકારતાં છૂટ લીધેલા દિવસને ભખ્ખાઇના દિવસ** કહેછે. વડોદરામાં ૫, મુંબાઈમાં ૭, અને અમદાવાદમાં ૯ દિવસ ભખ્ખાઈ તરીકે ગણવા-

---

* વડોદરામાં મુંબાઇનો ટકો ૧ાા, અને અમદાવાદનો ટકો ૧ આપવાનો રિવાજ છે. તથા બાર આના પ્રમાણે રકમનું વ્યાજ મળેછે. અમદાવાદમાં અને સૂરતમાં ટકા લેખે વ્યાજ અને નકરામણ શિકરામણ મળેછે.

માં આવેછે. સઘળી હુંડીઓમાં ભખ્ખાઈના દિવસની છૂટ લેવામાં આવેછે એમ નથી, પરંતુ જે હુંડીમાં એવી છૂટ લેવા જેવું હોય તેમાં મુદતના આંકડા પછી 'પછી' એવો શબ્દ વધારવામાં આવેછે. તે ઉપરથી શિકારનાર ભખ્ખાઈના દિવસ મજરે લઇ હુંડી શિકારેછે.

**૧૭૪. હુંડીમાં 'હુંડી પહોચ્યા પછી અમૂક મુદતની' એમ લખ્યું હોય તો રાખ્યાવાળાને, દેખાડ ઘાલ્યાની મીતિથી હુંડીમાં લખેલી મુદત પુરી થયા પછી હુંડીનાં નાણાં મળી શકેછે.**

હુંડી શિકારવામાં રહેલો ભેદ ૧ લો.

**૧૭૫. હુંડીમાં 'અમુક મુદતની' એમ લખ્યું હોય તો રાખ્યાવાળાને લખેલી મીતિથી હુંડીમાં જણાવેલી મુદત પુરી થયે હુંડીનાં નાણાં મળી શકેછે.**

હુંડી શિકારવામાં રહેલો ભેદ. ૨ જો.

**૧૭૬. હુંડીમાં 'હુંડી પહોચ્યા પછી અમૂક મુદત પછીની' એમ લખ્યું હોય તો રાખ્યાવાળાને દેખાડ ઘાલ્યાની મીતિથી ઠરાવેલી મુદત તથા દેશ રિવાજ પ્રમાણે ભખ્ખાઈના દિવસોની મુદત પુરી થયા પછી હુંડીનાં નાણાં મળી શકેછે.**

હુંડી સિકારવામાં રહેલો ભેદ. ૩ જો.

---

## અમારીવતી ને તમારોવતીના ખાતા વિષે.

૧૭૭. વેપારીઓને નીચે લખેલી બાબતોનો અરસપરસ વ્યવહાર બંધાયછે.

વેપારીઓને અરસપરસ થતા વ્યવહારની બાબતો.

**अ.** હુંડીઓ લખી મોકલવી અને આવેલી હુંડીઓ શિકારવી.

**बं.** મંગાવેલી હુંડીઓ બજારમાંથી વેચાણ રાખીને, બીજા કનેથી લખાવીને કે પોતાના *મથાળાની હુંડીઓ લખીને મોકલવી.

**क.** મંગાવેલી જણશો ખરીદી મોકલવી અને આવેલી વેચાણ કરવી.

૧૭૮. વેપારીઓ અને સરાફો પરદેશ ખાતેના આડતિયા સાથે કરેલા વેપારનો હિસાબ સ્પષ્ટ રીતે સમજી શકાય તે સારૂ પોતાના

હુંડીઓમાં

---

* બજારની હુંડીઓ લેવામાં ખાત્રી થતી નહોય ત્યારે વેપારીઓ ત્રીજા આશામીપર પોતાના નામથી હુંડીઓ લખીને આડતિયાને બીડે છે. તેને પોતાના મથાળાની હુંડીઓ કહેછે.

અમારી વતી અને તમારી વતી લખાયછે. વેપાર ખાતે અને સામાના વેપાર ખાતે હરકોઈ રકમ **જમા ઉધાર કરતાં** અનુક્રમે નામને છેડે **'અમારી વતી' અને 'તમારી વતી' 'ને ખાતે'** એવા શબ્દો જોડેછે.

૧૭૯. **અમારી વતી એટલે આપણી પોતાનીવતી.** સામો ધણી આપણીવતી વેપાર કરે તેમાં થએલો નફો તોટો આપણને આપે અને તેની સાથે ઠરાવેલા દર પ્રમાણે વેપારની રકમ ઉપર તે પોતાની આડત માત્ર આપણી પાસેથી લે; એવું જે વેપારમાં હોય તેને **અમારીવતીનો** વેપાર કહેછે. અમારીવતી એટલે મોકલેલા માલનું, અને મોકલેલી હુંડીઓનું, જોખમ અમારે માથેછે. અમારીવતીની હુંડી લખે ત્યારે આડતિયાને ત્યાંથી લખેલી હુંડીના રૂ. રાખ્યાવાળાને જેટલી મુદતે મળે તેટલી મુદતના વ્યાજનો નફો અમારીવતીવાળાને મળેછે. તેમજ વેચાણ થવા મોકલેલો માલ વેચાણ થાય તેમાં રહેલો નફો તોટો અથવા માલ મોડો વેચવાથી પડેલી વ્યાજખાધ અમારીવતીવાળાને ભોગવવાં પડેછે.

અમારી વતીના ખાતાનો હેતુ.

૧૮૦. **તમારીવતી એટલે સામા ધણીની વતી.** આપણે સામા ધણીની તરફથી વેપાર કરીએ પરંતુ તેમાં થયેલો નફો તોટો સામા ધણીનેજ મળે અને આપણને તો ઠરાવેલી આડત મળ્યાં કરે. એવી રીતે સામાધણીનીવતી વેપાર કરીએ તેનું નામ **તમારીવતીનો** વેપાર કહેવાય છે. તમારી વતીને ખાતે આપણે હુંડી લખી હોય તો તેનું જોખમ સામા ધણીને માથે રહેછે. તેમજ હુંડિયામણ; વગેરેનો નફો તે પણ તેમને એટલે તમારીવતીવાળાને મળેછે.

તમારી વતીના ખાતાનો હેતુ.

૧૮૧. **હુંડી શિકારતા પહેલાં હુંડીનો લખનાર દેવાળું કાઢે તો રાખ્યાવાળાનાં નાણાં ડુબેછે.**

હુંડીઓમાં જોખમપણું શું છે?

૧૮૨. દૈવ ઇચ્છાએ હુંડીઓથી નાણાં મેળવતાં મોટા જોખમમાં આવી પડવું થાયછે. એટલે હુંડીથી નાણાં આપનાર, અપાવનાર કે હુંડી રાખનારઆસામી નબળી પડે તો એ ત્રણમાંથી હરકોઈને નુકશાન ભોગવવાનો વખત આવેછે.

રાખ્યાવાળાનાં હુંડીથી નાણાં કયારે ડુબે.

૧૮૩ **હુંડી શિકાર્યા પછી તેનો લખનાર કાચો પડે તો શિકારનારનાં નાણાં ડુબેછે.**

હુંડી શિકારનારનાં નાણાં કયારે ડુબે.

**૧૮૪. ઉધારે હુંડી વેચાણ આપ્યા પછી વેચાણ રાખનાર નબળો પડે તો તે વેચનારનાં નાણાં ડુબેછે. અને ઉધારે હુંડી લખી આપ્યા પછી રાખ્યાવાળો દેવાળું કાઢે તો હુંડી લખનારનાં નાણાં ડુબેછે.**

વેચાણ આપનારનાં તથા લખનારનાં નાણાં કયારે ડુબે.

## ૧૮૫ (ચીઠ્ઠી.) શ્રી ૧ા

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાસુભસ્થાને મહેતા ઘહેલાભાઈ નરસિંહદાસ. જોગશ્રી વડોદરેથી લી. પરી. હીરાલાલ છોટાલાલના જેગોપાળ વાંચજો. જત અમારી વતી શાહ ચુનીલાલ લલ્લુભાઈને રૂ. ૫૦) અકે પચાસ કલદાર આપજો. ને અમારે ખાતે ઉધારજો. સં. ૧૯૪૪ ના ભાદરવાવદ ૮ ને ગુરૂવાર દા. પોતે.

## ૧૮૬. (રૂક્કાનો નમુનો) શ્રી ૧ા.

પરી. શામળભાઈ નથુભાઈ

જત અમારી વતી રૂ. ૧૨૫) અમારા ભાઈ કેશવલાલ લલ્લુભાઈને આપજો, ને અમારે ખાતે ઉધારજો. દા. છગનલાલ લલુભાઈ.

## ૧૮૭. (ભલામણનો નમુનો.) શ્રી ૧ા.

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે મહાસુભસ્થાને પરી. શામળભાઈ નથુભાઇ. જોગશ્રી વડોદરેથી લી૦ શાહ દુવારકાંદાસ ગુલાબચંદના જેપાળ વાંચજો. જત અત્રેથી શાહ પુરૂષોતમદાસ હીરાલાલ તમારી તરફ આવ્યા છે તે ઘણીને ખપ પડે તો રૂ.૫૦૧) અંકે પાંચસોને એક સુધી આપજો, ને અમારે ખાતે ઉધારજો. તેની પહોચ અમારા ઉપરની લખાવીને બીડજો. તેની બંધી આ ભલામણ લખ્યાથી માસ ૧) એકની અંદર લેવા આવે તો આપજો; ત્યાર પછી આવે તો અમારો જવાબ મંગાવીને આપજો. કામકાજ લખજો. સંવત ૧૯૪૪ ના શ્રાવણ શુદ ૫ ને વાર રવેઉ દા૦ પોતે.

## ૧૮૮. (ભલામણના રૂા. લીધાની પહોચનો નમુનો.) શ્રી ૧ા.

સ્વસ્વિ શ્રી વડોદરા મહાસુભસ્થાને શાહ દુવારકાંદાસ ગુલાબચંદ. જોગશ્રી મુંબાઇ બંદરથી લી૦ શાહ પુરૂષોત્તમદાસ હીરાલાલના જેગોપાળ વાંચજો. જત તમોએ ભલામણ ૧) એક રૂ. ૫૦૧) અંકે રૂ. પાંચસો એકની, અત્રેની પરી. શામળભાઈ નથુભાઈ ઉપરની; લખી વડોદરેથી તમારી, નામે અમારા જોગની, લખી શ્રાવણ શુદ ૫ ને વાર રવેઉ. તે ભલામણને પેટે અત્રેવાળા પરી૦ શામળભાઈની પાસેથી રૂ. ૨૫૧) અંકે રૂા. બસો એકાવન રોકડા લીધાછે, તેની આ પહોચ લખી આપીછે, તે અમારા ખાતે ઉધારી એ ઘણીને મજરે આપજો. કામકાજ લખજો. સંવત ૧૯૪૪ ના શ્રાવણ શુદ ૧૫ ને વાર બુધ. દા૦ પોતે.

### ૧૮૯. अ નામ જોગી હુંડીનો નમુનો.

લી॰ *શાહ દુવારકાંદાસ ગુલાબચંદ જત
આ હુંડી શિકારી નાણું આપજો દા. પોતે.

શ્રી ૧ા

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે મહાસુભસ્થાને પરી. [1]શામળભાઈ નથુભાઈ. જોગશ્રી વડોદરેથી લી॰ શાહ [2]દુવારકાંદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા અધ્યારૂ [3]ગણપતરામ હરગોવનદાસ પાસેથી, રૂ. ૫૦૧) અંકે પાંચસો એક પુરા લીધાછે; તેની મુદત હુંડી પહોલ્યાપછી તરતની, નામે રાખ્યાવાળા ધણી જોગ આપજો, ને અમારીવતીને ખાતે ઉધારજો. તેના ખોળાધર માગશો નહીં. તેની નિશાની જે એ ધણીના ગાલ ઉપર રાતું લાખું છે. તે જોઈને આપજો. સંવત ૧૯૪૪ ના શ્રાવણ શુદ ૪ ને વાર શનેઉ. દા॰ પટલ જોઈતા જગજીવનના રામરામ વાંચજો.

નીમે રૂપીઆ બસો સાડી પચીસ થકી
બમણા, રૂા. પાંચસો એક પુરા કરી આપજો.

| ૫૦૧) |

[4] પરી. શામળભાઈ નથુભાઈ (સરનામું)
શ્રી. મુંબાઈ.

---

### ૧૯૦. ब નામ જોગી હુંડીનો નમુનો.

લી. શાહ દુવારકાંદાસ ગુલાબચંદ જત
આ હુંડી શિકારી નાણું આપજો. દા. પોતે.

શ્રી ૧ા

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદરે મહાસુભસ્થાને પરી. શામળભાઈ નથુભાઈ. જોગશ્રી વડોદરેથી લી॰ શાહ. દુવારકાંદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા મહેતા મણીલાલ મૂળજી પાસેથી રૂ. ૨૦૧) અંકે બસોને એક પુરા લીધાછે તેની મુદત હુંડી પહોતે; તરતની, નામે ભંડારી છગનલાલ તુળશીદાસ જોગ આપજો. નિશાની એ જે અમારી વતીને ખાતે ઉધારજો. સંવત ૧૯૪૪ ના અસાડવદ ૧૪ ને વાર શોમ. દા. કેશવલાલ દુવારકાંદાસના જેગોપાળ વાંચજો.

નીમે રૂપીઆ એકસો અડધા થકી
બમણા પુરા, રૂા. બેસોને એક કરી આપજો.

| ૨૦૧) |

---

* આને હુંડીનું મથાળું કહેછે. [1] હુંડી શિકારનારનું નામછે. [2] હુંડી લખનારનું નામછે. [3] હુંડી કરાવનારનું નામછે. [4] હુંડી શિકારનારનું સરનામું છે.

## ૧૯૧. (શાહ જોગી હુંડીનો નમુનો.)

લી. શાહ દુવારકાંદાસ ગુલાબચંદ જત
આ હુંડી શિકારી નાણું આપજો દા. પોતે.

શ્રી ૧।

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદરે મહાસુભસ્થાને પરી. શામળભાઈ નથુભાઈ. જોગશ્રી વડોદરેથી લીં૦ શાહ દુવારકાંદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા મહેતા મણીલાલ મૂળજી પાસેથી, રૂ. ૧૦૦) અંકે એકસો પુરા લીધાછે. તેની મુદત હુંડી પોહ્યા પછી તરતની, નામે શાહ વેપારી જોગ. નાણાં હુંડીની રીતનાં ગરથ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. નિશાની જે અમારી વતીને ખાતે ઉધારજો. સંવત ૧૯૪૪ ના શ્રાવણ શુદ ૫ ને વાર રવેઉ. દા. છોટાલાલ અંબાઇદાસના જેગોપાળ વાંચજો

નીમે રૂપીઆ પચાસ થકી બમણા
પુરા, એકસો કરી આપજો.

| ૧૦૦) |

## ૧૯૨. (પેંઠનો નમુનો.)

લી. શાહ દુવારકાંદાસ ગુલાબચંદ. જત નીચે લખ્યા પ્રમાણે
આ પેંઠ શિકારી નાણાં આપજો. દા. પોતે.

| પેંઠ છે. |

શ્રી ૧।

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદરે મહાસુભસ્થાને પરી. શામળભાઈ નથુભાઇ. જોગશ્રી વડોદરેથી લીં૦ શાહ દુવારકાંદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો. જત હુંડી ૧ રૂ. ૧૦૦) અંકે એકસોની તમારા ઉપરની લખી અત્રે થકી અમારીના રાખ્યા. મહેતા મણીલાલ મૂળજી પાસેથી, મુદત તરતની, લખી શ્રાવણ શુદ ૫ ને વાર રવેઉ લખી છે. તે રાખ્યાવાળા ધણી કહેછે કે હુંડી ગેરવલ્લે પડીછે માટે આ પેંઠ લખી આપીછે. તમો તમારો આવરો, રોજમેળ, ખાતાવહી, નોંધ જોઈ તપાસી, હુંડી નહીં શિકારી હોય તો આ પેંઠ શિકારી નાણાં આપજો. કદાપિ હુંડી શિકારી નાણાં આપ્યાં હોય તો આ પેંઠ રદછે; વાંચીને ફાડી નાખજો. અમો તમોને સણદો બે થઈને વાર એક મજરે આપીશું. સંવત ૧૯૪૪ ના શ્રાવણ શુદ ૮ ને વાર બુધ. દા. મનસુખરામ હરગોવનના જેગોપાળ વાંચજો.

નીમે રૂપીયા પચ્ચીસ થકી
ચોગણા, રૂ. એકસો પુરા કરી આપજો.

## ૧૯૩. પરપેંઠનો નમુનો.

લી. શાહ દુવારકાંદાસ ગુલાબચંદ જત આ નીચે
લખ્યા પ્રમાણે પરપેંઠ શિકારી નાણાં આપજો. દા. પોતે.

પરપેંઠ છે.

શ્રી ૧।

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદરે મહાસુભસ્થાને પરી. શામળભાઇ નથુભાઇ. જોગશ્રી વડોદરેથી લી० શાહ દુવારકાંદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો. જત પ્રથમ હુંડી ૧ રૂ. ૧૦૦) અંકે એકસોની તમારા ઉપરની, લખી અતરેથી અમારીના, રાખ્યા મહેતા મણીલાલ મૂળજી પાસેથી, મુદત તરતની, લખી શ્રાવણ શુદ ૫ ને વાર રવેઉ; ત્યાર પછી પેંઠ લખી આપીછે શ્રાવણ શુદ ૮ વાર બુધ; તે રાખ્યાવાળા ધણી કહેછે કે હુંડી તથા પેંઠ સણદો બે ગેરવલ્લે પડીછે, માટે આ પરપેંઠ લખી આપીછે. તેથી તમો તમારો આવરો, રોજમેળ, ખાતાવહી, નોંધ જોઇ તપાસી, હુંડી તથા પેંઠ સણદો બે મધે શિકારી નાણાં નહીં આપ્યાં હોય તો આ પરપેંઠ શિકારી નાણાં આપજો. કદાસ હુંડી તથા પેંઠ સણદ બે મધે શિકારી નાણાં આપ્યાં હોય તો આ પરપેંઠ રદ છે. વાંચીને ફાડી નાખજો. અમો તમોને સણદો ૩ ત્રણ થઈને વાર એક મજરે આપીશું. તે જાણજો. સંવત ૧૯૪૪ના શ્રાવણ શુદ ૧૧ ને વાર શનેઉ. દા. દલપતરામ નરોતમદાસના જેગોપાળ વાંચજો.

નીમો નીમે નીમે રૂપીઆ સાડાબાર થકી
આઠ ગણા, રૂ. એકસો પુરા કરી આપજો.

## ૧૯૪. વેચાણ હુંડીનો નમુનો.

લી. પરી. શામળભાઇ નથુભાઇ જત આ હુંડી
શિકારી નાણાં આપજો. દા. દુવારકાંદાસ.

લી. કેશવલાલ દ્વારકાંદાસ જત આ હુંડી છગનલાલ લલુભાઈ.
જોગ વેચીછે. દા. પોતે.

લી. છગનલાલ લલુભાઇ જત આ હુંડી પટલ ભા-
ઈજી બાપુજી જોગ વેચીછે. દા. પોતે.

શ્રી ૧।

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે મહાસુભસ્થાને ભંડારી છગનલાલ તુળશીદાસ. જોગશ્રી વડોદરેથી લી. પરી. શામળભાઇ નથુભાઈના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા કેશવલાલ દ્વારકાંદાસ મારફત દ્વારકાંદાસ ગુલાબચંદ પાસેથી, રૂ. ૫૦૦) અંકે પાંચસે પુરાની મુદત તરતની, નામે શાહ વેપારી જોગ, નાણાં હુંડીની રીતનાં, ગરથ ઠામઠેકાણું ચોકસ કરીને આપજો. નિશાની એ જે શ્રી દેવઘઢની તમારી દુકાન ખાતે ઉધારજો. સં. ૧૯૪૪ના ભાદરવા વદ ૮ને વાર ગુરૂ દા. મનસુખરામના જેગોપાળ વાંચજો.

## હુંડીઓના જમાખરચ વિષે.

૧૯૫. જમાખરચમાં આવનારી હુંડીઓ બે પ્રકારની છે.

अ. રોકડી. ब. જમાખરચી.

૧૯૬. જે હુંડી રોકડેથી આપી હોય અથવા લીધી હોય તેને રોકડી હુંડી કહેછે.

રોકડી હુંડી ની વ્યાખ્યા.

૧૯૭. જે હુંડી નામે લખીને એટલે ઉધારે આપી હોય અથવા લીધી હોય તેને જમાખરચી હુંડી કહેછે.

જમાખરચી હુંડીની વ્યાખ્યા.

૧૯૮. સઘળા પ્રકારની હુંડીઓનો જમાખરચ નાખતી વખતે નીચે લખેલા મુદ્દા લખવા જોઇએ.

હુંડીઓનો જમાખરચ ના ખતાં યાદ રાખવાજોગ મુદ્દા.

क. કોના ઉપરની કયાંની, ख. કોણે કયાંથી લખી ग. કોના રાખ્યા. (કરાવનાર કોણ.) घ. કઈ મીતિએ લખેલી. ङ. કઈ મુદતની. च. કયા પ્રકારની. (નામજોગી કે શાહ જોગી.) छ. કોને શિકારી આપી. ज. કોની ખોળાધરી લીધી. झ. કયા ખાતાની (અમારીવતી કે તમારીવતી.)

૧૯૯. ચાર પ્રકારના વ્યવહારની હુંડીઓ જમાખરચમાં આવેછે.

જમાખરચ માં ચાર પ્રકાર ના વ્યવહારની હુંડીઓ આવેછે

अ. આપણે પોતે સામા માણસને લખી આપીએ.

ब. સામા માણસ પાસેથી આપણે લખાવી લઈએ.

क. સામા માણસનીલખેલીહુંડીઓ શિકારી નાણું આપીએ.

ड. હુંડીઓ વેચાણ રાખીએ અથવા વેચાણ આપીએ.

૨૦૦. હુંડીઓ લખી આપતાં લેતાં થયેલા નફાતોટાને હુંડિયામણ કહેછે અને તેનો જમાખરચ લખવાના ખાતાને હુંડીયામણખાતું કહેછે. હુંડીઓ વેચાણ રાખતાં અને બીજાની પાસેથી લખાવી લેતાં થતો નફાતોટો, તથા હુંડી શિકારતાં મળેલી કે શિકરાવતાં આપેલી આડતનો જમાખરચ હુંડિયામણ ખાતે સમાવવામાં આવેછે. (જુઓ હુંડીઓના જમાખરચના પેટામાં.)

હુંડીયામણ ખાતા વિષે.

૨૦૧. હુંડીઓના ભાવ સેંકડા ઉપર ગણાયછે અને તે બે જાતના છે. अ. અંદરનો. ब. ઉપરનો. જ્યારે હુંડીનો ભાવ સોની અંદરનો હોય ત્યારે તેને અંદરનો ભાવ

હુંડીના અંદરના ભાવ વિષે.

**કહેછે** જેમકે, ૯૯॥ નો ભાવ હોય તો સાડીનવાણું ભરવાથી સો રૂ. ની હુંડી મળી શકેછે. એ વખતે સરાફીને હુંડી આપવા લેવામાં ખોટ ખમવી પડેછે. પરંતુ અંદરનો ભાવ કવચિત્ થાયછે. બજારમાં નાણાંની અછત એટલે ભીડ કે તંગાસ હોય ત્યારે હુંડીઓના ભાવ બેશી જાયછે.

હુડીના ઉપરના ભાવ વિષે.

૨૦૨. **જ્યારે** હુંડીનો ભાવ **સોની ઉપરનો હોય ત્યારે ઉપરનો ભાવ કહેવાય છે.** જેમકે, ૧૦૦॥ નો ભાવ હોય તો સો ઉપર અડધો ભરવાથી સોની હુંડી મળે. એ વખતે સરાફીને હુંડીના વેપારમાં ફાયદો મળેછે. ઘણું કરીને ઉપરનો ભાવ હમેશાં હોય છે. બજારમાં નાણાંની છત હોય તો હુંડીના ભાવ વધી પડેછે એટલે સો ઉપર લગભગ એક ટકા સુધી વધેછે.

હુંડિયામણ ખરચ વત્તો ઓછો પાડવાવિષે.

૨૦૩. **હુંડીની રકમો** ત્રણ પ્રકારની ગણાય છે. ભારે, મધ્યમ અને હલકી—હલકી એટલે નાની રકમની હુંડી કરાવતાં પ્રમાણમાં વધારે ખરચ પડે છે. તે કરતાં મધ્યમ એટલે સોથી પાંચ સેં સુધીની રકમની હુંડી કરાવતાં ઓછો ખરચ પડેછે અને એ ઉપરાંતની એટલે ભારે રકમની હુંડી કરાવતાં છેક ઓછો ખરચ પડેછે એટલે લગભગ શેંકડે બેથી ચાર આના સુધી હુંડિયામણ ખરચ પડેછે.

હુંડીના હિસાબ ગણવા વિષે.

૨૦૪. **હુંડીના ભાવ ગણવાની સહેલી રીત એવીછે** કે હુંડીનો જે ભાવ હોય તે ભાવ જેટલા દોકડા દર રૂ. ની હુંડીએ આપવાના સમજવા. જેમકે મુંબાઇમાં વડોદરાની હુંડીનો ૮૭ નો ભાવછે તો વડોદરાની એક રૂ. ની બાબાશાહીની હુંડીના ૮૭ દોકડા મુંબાઈમાં મળેછે એમ કહેવાય. માટે તે પ્રમાણે જેટલાની હુંડી કરાવવી હોય તેનું ગણવું.

---

## ચીઠ્ઠીઓ સંબંધી જમાખરચ.

વ્યવહાર૧ લો. ચીઠ્ઠી લખીને અપાવેલા રૂ. નો જમાખરચ

૨૦૫. **આપણે સામા માણસને જેના નામ ઉપર ચીઠ્ઠી લખી આપીએ તેને ખાતે અપાવેલા રૂ. જમે કરી સામા માણસને ખાતે એટલે ચીઠ્ઠીના રૂ. લેનારને ખાતે ઉધારવા,** અને પેટામાં ચીઠ્ઠીની વિગત લખવી. જેમકે—

**પરી. શામળભાઈ નથુભાઇને ત્યાંથી મોંઝીલાલ રણછોડને ચીઠ્ઠી લખીને રૂ૧૦૦) સો અપાવ્યા હોય તો એ રૂ. શામળભાઈને ખાતે જમે કરી મોંઝીલાલ રણછોડને ખાતે ઉધારવા પડે.**

**૨૦૬. સામા માણસે આપણને લખી આપેલી ચીઠ્ઠીનાં નાણાં જ્યારે મળે ત્યારે સામા માણસને ખાતે એટલે ચીઠ્ઠી લખી આપનારને ખાતે તે જમે કરવાં, અને પેટામાં ચીઠ્ઠીની વિગત લખવી. જેમકે—**

વ્યવહાર ૨જો. સામાની ચીઠ્ઠીથી રૂ. લાવ્યાનો જમાખરચ.

મહેતા મણીલાલ મૂળજીએ રૂ ૫૦૦) કલદારનો પરી. શામળભાઇ નથુભાઈ ઉપર રૂક્કો લખી આપ્યો હતો માટે ગુમાસ્તો મગન દ્વારકાંદાસ શામળભાઇને ત્યાંથી રૂક્કો આપીને રૂા. લાવ્યો તો એ રૂા. મણીલાલ મહેતાને ખાતે ભાવ પ્રમાણે જમે થાય અને વટાવના રૂા. વટાવખાતે ઉધરે.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડામેળમાં).

**૨૦૭. સામા માણસેલખેલી ચીઠ્ઠી શિકારવી પડે તો આપેલાં નાણાં ચીઠ્ઠી લખનાર ધણીને ખાતે ઉધારવાં, અને પેટામાં ચીઠ્ઠીની વિગત લખવી. જેમકે**—મહા શુદ ૧૫ મે પરી. પ્રેમાનંદ મનસુખે પટલ ભાઇજીભાઇ બાપુજીને રૂક્કો લખી આપી મોકલવાથી રૂ ૧૨૫) રોકડા આપ્યા તો એ રૂા. પ્રેમાનંદ પારેખને ખાતે ઉધરે અને પેટામાં રૂક્કાની વિગત તથા હસ્તે લખાય.

વ્યવહાર ૩જો. સામાની ચીઠ્ઠીથી રૂા. આપ્યાનો જમાખરચ

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં).

---

## ભલામણ સંબંધી જમાખરચ.

**૨૦૮. આપણે સામા માણસને જેના નામ ઉપર ભલામણ લખી આપીએ તેને નામે ભલામણ પેટે આપેલા રૂા. જવાબ આવેથી જમે કરવા, અને ભલામણ લઈ જનારને નામે ઉધારવા; પેટામાં ભલામણની વિગત લખવી જેમકે**—વાડાશીનોર ખાતે પરી. અમૃતલાલ ગોરધન ઉપર દેસાઈ નાથજી ભોગીલાલને રૂ૫૧) ની અમે ભલામણ લખી આપી હોય તો તે પેટે લીધેલા રૂા. પહોચ આવેથી અમૃતલાલને ખાતે જમે થઈ નાથજીને ખાતે ઉધરે

વ્યવહાર ૧લો. આપેલી ભલામણનો જમાખરચ.

**૨૦૯. આપણે સામા માણસ પાસેથી ભલામણ લખાવી હોય તો ભલામણ શિકારનાર પાસેથી લીધેલા રૂા. ભલામણ લખી આપનારને ખાતે જમે કરવા, અને પેટામાં ભલામણની વિગત લખવી. જેમકે—**

વ્યવહાર ૨ જો. લીધેલી ભલામણનો જમાખરચ.

પુણા ખાતે મોદી. છગનલાલ ઠાકોરદાસ ઉપર અત્રેથી પરી. શામળભાઇ નથુભાઇએ અમને રૂ ૧૫૦) ની ભલામણ એક માસની મુદત સુધીની લખી આપી મહા શુદ ૫; તેને પેટે અમોએ પહોચ લખી આપીને રૂ ૫૧) મહા વદ .)) એ લીધા, તો એ રૂા. અમારે ત્યાં શામળભાઇને ખાતે જમે થાય અને પેટામાં ભલામણની વિગત આવે. (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

૨૧૦. **સામા માણુસે લખેલી ભલામણ પેટે આપણે ભલામણ લાવનારને જે રૂા. આપીએ તે ભલામણ લખનારને ખાતે ઉધારવા, અને પેટામાં ભલામણની વિગત લખવી. જેમકે**—જનોડથી પરી. મોહનલાલ પિતાંબરે રણુછોડ બાપુજીને રૂ૧૦૧) ની ભલામણ અમારા ઉપર લખી હોય અને તે અમે શિકારી હોય તો ભલામણ પેટે આપેલા રૂા. જનોડવાળા મોહનલાલ પારેખને ખાતે ઉધરે.

વ્યવહાર ૩ જો. આવેલી ભલામણનો જમાખરચ.

---

## હુંડીઓના જમાખરચ.

## (૧)

### પોતાની લખેલી હુંડીઓના જમાખરચ વિષે—

૨૧૧. સામા માણસને અમારી વતીને ખાતે **જેના નામ ઉપર રોકડેથી હુંડી લખી આપી હોય તેના નામે હુંડીના રૂા. જમે કરવા તથા હુંડિયામણની વધઘટ હુંડિયામણખાતે જમા ઉધાર કરવી;** અને પેટામાં તેની વિગત લખવી. જેમકે—

અમારી વતીને ખાતે રોકડેથી લખેલી હુંડીનો જમાખરચ.

**હુંડી ૧ રૂ ૧૦૦)** ની દા. ૧૮॥ મુંબાઈ ખાતે પરી. શામળભાઇ નથુભાઈ ઉપર, ગાંધી. જાદવજી વખતચંદને શાહ જોગ તુરત મુદતની લખી માગશર શુદ ૧૫. પાકી વદ ૫. તેનો જમાખરચ નીચે પ્રમાણે. થાય.

**અ.** મુંબાઈવાળા પરી. [1]શામળભાઈ નથુભાઈ ઉપર આ હુંડી લખવાથી રાખ્યાવાળાને તેમને ત્યાંથી આપણી વતી નાણાં મળશે માટે શામળભાઈનું આપણે દેવું થશે તેથી હુંડીના રૂ ૧૦૦) શામળભાઈને ખાતે જમે થાય અને પેટામાં તેની વિગત લખાય.

**બ.** રાખ્યાવાળા એટલે હુંડી કરાવનાર [2]જાદવ ગાધી પાસેથી ૧૮॥ ના ભાવે

---

૧. શામળભાઈ, હુંડીના રૂા. આપ્યા પછી આપણે ખાતે શિકારેલી હુંડીઓમાં લખ્યા પ્રમાણે ઉધારશે. ૨. જાદવ ગાંધી, હુંડી બદલ આપેલા રૂા. કલમ ૨૧૪

દેશ ચલણી નાણાં ૧૧૮।।। રોકડાં લીધાં અને હુંડી આપી એટલે તેમની સાથે હવે લહેણદેણનો સંબંધ રહેતો નથી માટે તેમને ખાતે કાંઇ રીતે જમા ઉધાર ન કરીએ તો ચાલે.

क. આ હુંડીમાં ૧૮।।। ટકા હુંડિયામણ લીધું છે. હુંડિયામણનો ભાવ ૧૮।।। ટકા ન હોય પરંતુ બાબાશાહીને બદલે મુંબાઇગરાની હુંડી આપવાની છે તેથી વટાવસહિત હુંડિયામણ તેટલું થયું છે. વેપારીઓમાં એવીરીતે હુંડિયામણ લેવાનો રિવાજ છે. અમારીવતીને ખાતે લખેલી હુંડીમાં હુંડિયામણનો નફો પોતાને મળે તેથી ૧૮।।। હુંડિયામણ ખાતે જમે થાય, અને પેટામાં વિગત લખાય. (જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અને રોકડમેળમાં.)

રૂ૨૦૦) ની હુંડી ૧, દા. ૯૯।।। ના ભાવે કલદારની મુંબાઈખાતે પરી. શામળભાઈ નથુભાઈ ઉપર, માસ્તર ગવરીશંકર પ્રભાશંકરને રોકડેથી શાહજોગ મુદત દિન ૨૧ પછીની અમારી વતીને ખાતે લખી મહા શુદ, ૫; પાકી ફાગણ શુદ ૧૪. તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

अ. મુંબાઈવાળા પરી. શામળભાઈને ખાતે લખેલી હુંડીના રૂ ૨૦૦) જમે થાય અને પેટા તેની વિગત લખાય.

ब. ગવરીશંકર માસ્તરને ૯૯।।। ના ભાવે હુંડી કરી આપી છે માટે રૂ ૨૦૦) ની હુંડીના ૧૯૯।। કલદાર રોકડા લીધા છે તેથી ×તેમને ખાતે જમા ઉધાર કરવાની જરૂર નથી.

क. અંદરના ભાવે એટલે સેંકડે રૂ ૦। ટકો ખોટ ખાઈને આ હુંડી લખી આપી છે ને તે અમારી વતીને ખાતે આપેલી છે માટે ૦।। ટકો ખોટ ગઈ તે હુંડિયામણ ખાતે ઉધરે અને પેટામાં વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

---

પ્રમાણે જે ઉપયોગ માટે રોકયા હશે તે ખાતે ઉધારશે. ૩. આપણે ત્યાં જાદવ ગાંધીને ખાતે પણ જમા ઉધાર થઈ શકે. કેટલાક વેપારીઓને ત્યાં હુંડી કરાવનારને ખાતે પણ જમા ખરચ કરવાનો રિવાજ છે એવી રીતે કે—રાખ્યાવાળાને ખાતે હુંડિયામણ સહિત લીધેલા રૂા. જમે કરે અને હુંડી આપ્યા પછી તે રૂા. ઉધારીને જેના ઉપરની હુંડી લખી હોય તે આડતિયાને ખાતે તથા હુંડિયામણ ખાતે જમે કરે. જેમકે જાદવ ગાંધી કનેથી રૂ ૧૧૮।।। રૂા. લીધા તે તેમને ખાતે જમે થઈ ઉધરે; અને પછી હુંડીના રૂા. શામળભાઈને ખાતે, તથા હુંડિયામણના રૂા. હુંડિયામણ ખાતે જમે થાય.

× કેટલાક શાખ્યાવાળા લખાવેલી હુંડીનાં નાણાં, (હુંડી પાકીને મળતા સુધી) હુંડી લખી આપનારને ખાતે ઉધારેછે અને નાણાં મળેથી તેને ખાતે જમે કરીને હુંડીના ઉપયોગ ખાતે ઉધારે છે.

૨૧૨. **સામા માણસને** એટલે હુંડી કરાવનારને **નામે[1] લખીને અમારી વતીને** ખાતે **જેના નામપર હુંડી લખી આપી હોય તેના નામે હુંડીના રૂ., હુંડિયામણ ખાતે હુંડિયામણના રૂ. જમે કરીને; શખ્ખાવાળાના એટલે હુંડી કરાવનારના નામે હુંડિયામણ સહિત હુંડીના રૂ. ઉધારવા.** જેમકે—

અમારી વતીના ખાતામાં ઉધારે લખેલી હુંડીનો જમાખરચ.

મહેતા મણીલાલ મૂળજીને નામે લખીને હુંડી ૧ રૂ૨૦૧) ની દા. ૧૯ અમારી વતીના ખાતે મુંબાઈ ખાતે પરી. ચુનીલાલ લલ્લુભાઇ ઉપરની નામે[2] પરી. જીભાઇ[3] ગોકળદાસ જોગ મુદતવાર ભોમની લખી મહાશુદ ૧૫. પાકી મહા વદ ૦)) તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** મણીલાલ મહેતાને કરી આપેલી હુંડીના રૂ. મળ્યા નથી પણ લહેણા રહેછે. માટે હુંડિયામણ સહિત રૂ૨૩૯)≡ તેમને ખાતે ઉધરે અને પેટામાં લખાય કે શ્રી વિગત ખાતે જમે બાબતે હુંડી તથા હુંડિયામણના.

**બ.** હુંડી તથા હુંડિયામણના રૂ. શ્રી વિગત[4] ખાતે જમે થાય એવી રીતે કે તેના પેટામાં, મુંબાઈવાળા પરી. ચુનીલાલ લલ્લુભાઇને ખાતે રૂ૨૦૧) હુંડીની વિગત સાથે જમે થાય. અને ૩૮)≡ હુંડિયામણ ખાતે જમે થાય.

(જુઓ તે દિવસના રોજમેળ અથવા નોંધમાં.)

૨૧૩. **સામા માણસને જેના નામ ઉપર તમારી વતીને ખાતે શેકડેથી હુંડી લખી હોય તેના નામે હુંડિયામણ સહિત હુંડીના રૂ. જમે કરવા; અને** પેટામાં લખવું

તમારી વતીના ખાતામાં શેકડેથી લખી

---

૧ નામે લખીને એટલે ઉધારે. ૨. નામે એટલે નામજોગ. આ હુંડી મણીલાલ મહેતા કરાવેછે અને તેમની વતી તેનાં નાણાં પરી. જીભાઈ ગોકળદાસ લેનાર છે એમ સમજવું. નામજોગી હુંડીમાં પોતે નાણાંનો લેનાર ન હોય તો લેનારનું નામ લખાવવું પડેછે. ૩ જીભાઈ ગોકળદાસને મણીલાલ મહેતા તરફથી નાણાં મળશે માટે તેઓ મહેતાને ખાતે જમે કરશે. મણીલાલ મહેતા એ નાણાં જીભાઈને અપાવેછે માટે તેમને ખાતે હુંડિયામણ સહિત ઉધારશે. પરંતુ જો તે હુંડી દેવા પેટે મોકલતા હશે તો હુંડીના રૂ. તેમને ખાતે અને હુંડિયામણ ખરચખાતે કે પોતાને ઘટશે તે ખાતે ઉધારશે. ૪ વિગત ખાતું, કોઈ જાતનું ખરૂં ખાતું નથી. જ્યારે એકને ખાતે જૂદા જૂદા ખાતાની રકમો જમા કે ઉધાર કરવાની હોય ત્યારે પેટામાં જૂદાં જૂદાં ખાતાનાં નામ ન લખવાં પડે અને સંક્ષેપમાં તે હેતુ જળવાય તે માટે વેપારી વર્ગના લોકોએ વિગતખાતું નામે કલ્પિત ખાતું રાખેલું છે.

આપેલી હુંડીનો જમાખરચ.

કે તમારા* વતીને ખાતે અમૂક ધણીએ રૂ. ભર્યાછે. જેમકે—

હુંડી. ૧ રૂ૫૧) ની દા. સરભરથી ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખ ઉપર તમારી વતીને ખાતે ગાંધી અમૃતલાલ વખતચંદને શાહજોગ. મુદ્દત તરતની લખી પ્રથમ ચૈત્ર શુદ ૧૦ તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

અ. રાખ્યાવાળા અમૃતલાલ ગાંધી પાસેથી રૂ૫૧) ગોધરાવાળા પરી. પ્રેમાનંદની વતી લઈને આ હુંડી આપીછે માટે તેમને નામે જમા ઉધાર ન થાય. ફક્ત પ્રેમાનંદને ખાતે જમે કરતાં પેટામાં લખાય કે 'તમારી વતી રાખ્યાવાળા પાસેથી રોકડા રૂ. લીધાછે.

બ. ગોધરાવાળા પરી. પ્રેમાનંદ ઉપર આ હુંડી તમારી વતીને ખાતે લખીછે માટે હુંડીયામણ સહિત હુંડીના રૂ. તેમને ખાતે જમે થાય અને પેટામાં હુંડીની તથા હુંડીયામણની વિગત લખાય.

---

## લખાવેલી હુંડીઓના જમાખરચ વિષે.

૨૧૪. જે હુંડીઓ રોકડેથી લખાવી હોય તે હુંડીઓ તેના ઉપયોગખાતે ઉધારવી. પરંતુ તે ઉધારે લખાવી હોય તો લખી આપનારના નામે જમે કરીને તેના ઉપયોગ ખાતે ઉધારવી. એવી હુંડીઓનો ઉપયોગ ચાર પ્રકારે થાયછે માટે તે નીચેપ્રમાણે.

લખાવેલી હુંડીઓના જમા ખરચ વિષે.

### લખાવેલી હુંડી બીજાને આપી હોય તો—

૨૧૫. **રોકડેથી લખાવેલી હુંડી બીજાને રોકડેથી આપી હોય તો તેમાં થયેલી વધઘટ હુંડિયામણ ખાતે જમા ઉધાર કરવી.** જેમકે—પરી. ગીરધરલાલ પિતાંબરદાસ પાસેથી મુંબઈના પરી. શામળભાઈ નથુભાઈ ઉપરની રૂ૧૧૦) કલદારની દા. ૧૦૦।। ના ભાવે રોકડેથી હુંડી લખાવી આણીને ગાધી

રોકડેથી લખાવેલી હુંડી રોકડેથી બીજાને આપ્યાનો જમાખરચ.

---

* જ્યારે આડતિયા તરફથી પરવાનગી મળેલી હોય કે અમૂક ધણી અમારે ખાતે જે રૂ. આપે તે લઈ જમા કરજો, ત્યારે આ પ્રમાણે રૂ. લઈને તમારી વતીને ખાતે હુંડી આપવામાં આવેછે. એવી હુંડીમાં હુંડીનું જોખમ રાખ્યાવાળાને માથે રહેછે એટલે શિકારનાર કે લખનાર આસામી નબળી પડે તો રાખ્યાવાળાનાં નાણાં ડુબવાનો સંભવ છે. તમારી વતીને ખાતે ઘણુંકરીને ઉધાર હુંડી લખી આપવામાં આવતી નથી.

મોંજીલાલ કહાનજીને દા. ૧૦૧) ના ભાવે રોકડેથી આપી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

આ હુંડી કરાવવામાં લખનાર સાથે અને તે આપવામાં મોંજીલાલ ગાંધી સાથે લહેણુ દેણનો કશો સંબંધ રહેતો નથી માટે તેમને નામે જમા ઉધાર લખાય નહીં. ફકત એ વેપારમાં જે રૂ૦ાા નફો મળ્યોછે તે હુંડિયામણ ખાતે જમે થાય; અને પેટામાં તેની વિગત લખાય. (જુઓ તે દિવસના રોજમેળ કે રોકડમેળમાં.)

**૨૧૬. જો રોકડેથી લખાવેલી હુંડી બીજાને નામે લખીને આપી હોય તો રાખનારને નામે તેનાં નાણાં ઉધારવાં અને થયેલી વધઘટ હુંડિયામણ ખાતે જમાઉધાર કરવી.** જેમકે—

રોકડેથી લખાવેલી હુંડી બીજાને ઉધારે આપ્યાનો જમાખરચ.

મહા સુદ ૫ ના દિવસે પરી. ગીરધરલાલ પિતાંબરદાસ પાસે અમદાવાદ ખાતે ત્રવાડી કૃપાશંકર દોલતરામ ઉપર રૂ ૧૫૧) ની દા. ૧૧૮ ના ભાવે રોકડેથી હુંડી લખાવી અને તે ઘેર લાવ્યા પછી શાહ રણછોડ બાપુજી દા. ૧૧૮ાા ના ભાવે નામે લખાવીને લઈ ગયા. તેનો જમા ખરચ નીચે પ્રમાણે થાય.

**અ**. આ હુંડી રોકડેથી લખાવી છે એટલે લખી આપનાર સાથે નામે લખવા જેવો કશો સંબંધ રહેતો નથી, પરંતુ એ હુંડી શાહ રણછોડ બાપુજીને રૂપિયા લીધા વગર દા. ૧૧૮ાા ના ભાવે આપી તેથી ભાવ પ્રમાણે ગણતાં ૧૭૯ા– રણછોડ પાસે લેહેણા થાય માટે તેમને ખાતે ઉધરે, અને પેટામાં હુંડી વગેરેની વિગત લખાય.

**બ**. આ વેપારમાં રૂ. ૧)= નફો મળ્યો છે તે હુંડિયામણખાતે જમે થાય અને પેટામાં ૨૮ા– રણછોડને ખાતે ઉધારેલા બતાવીને દા૦ ૧૮ ના ભાવે રૂ. ૧૫૧) ની હુંડી રાખતાં બેઠેલું હુંડિયામણ રૂ. ૨૭)= બાદ કરવું પડે.

(જુઓ તે તિથિના વેપારીના રોજમેળ કે નોંધમા.)

**૨૧૭. જો સામા માણસ પાસેથી ઉધારે હુંડી લખાવી બીજા માણસને રોકડેથી આપી હોય તો હુંડી લખી આપનારને નામે હુંડિયામણ સહિત હુંડીનાં નાણાં જમે કરી પેટામાં વિગત લખવી, અને તેમાં ભાવની કસરથી નફોતોટો થાય તે હુંડિયામણ ખાતે જમા ઉધાર કરવો.**

ઉધારે લખાવેલી હુંડી રોકડેથી આપ્યાનો જમાખરચ.

જો ઉપરના દાખલામાં જણાવેલી રૂ. ૧૫૧) વાળી હુંડી ગીધરપારેખને ત્યાંથી ઉધારે લખાવી હોત તો દા૦ ૧૯ ના ભાવે હુંડિયામણ ગણતાં રૂ. ૧૭૯)= થાય

તે પારેખને ખાતે જમે† કરત અને તે દા૦ ૧૮ાા ના ભાવે આપતાં રૂ. ૧)૸ નફો મળ્યો તે હુંડિયામણ ખાતે જમે કરત.

**૨૧૮. જો ઉધારે લખાવેલી હુંડી બીજા ધણીને ઉધારે અપાય તો હુંડિયામણ સાથે હુંડીના રૂા. લખનારને ખાતે જમે કરી, તે રાખનારને ખાતે ઉધારવા, અને તેમાં નફો તોટો થાય તે હુંડિયામણખાતે જમાઉધાર કરવો** જેમકે.

ઉધારે લખાવેલી હુંડી બીજાનેઉધારે આપ્યાનો જમાખરચ.

ઉપરના દાખલામાં રૂ. ૧૫૧) વાળી હુંડી ઉધાર રાખતાં ભાવ પ્રમાણે થયેલા રૂ. ૧૭૮)૸ ગીરધરપારેખને ખાતે જમે કરવા જણાવ્યું છે તો તે રકમ તેમને નામે, અને રૂ. ૧)૸ નો નફો હુંડિયામણખાતે જમે કરીને, રણછોડ બાપુજીને ખાતે દા૦ ૧૮ાા ના ભાવે એકંદર રૂ. ૧૭૯ાા– ઉધારત.

## લખાવેલી હુંડી ખરચખાતે વાપર્યાનો જમાખરચ.

**૨૧૯. જો લખાવેલી હુંડી રોકડેથી લખાવીને ઘરખરચમાં વાપરી હોયતો તેનાં નાણાં હુંડિયામણ સહિત ખરચ ખાતે ઉધારવાં,** અને પેટામાં વિગત લખવી. જેમકે—

લખાવેલી હુંડી ખરચખાતે વાપર્યાનો જમાખરચ.

તીર્થરૂપ લલુભાઇ જોઈતાદાસને શ્રીનાથજીની જાત્રાએ પ્રથમ ચૈત્રશુદ ૧૦મે મોકલતાં રૂ. ૨૦૧) કલદારની દા૦ ૧૭ ના ભાવે પરી. શામળભાઈ નથુભાઈની દુકાનેથી મુંબાઈની તેમનાજ નામની રોકડેથી હુંડી કરાવી આપી તેનો જમાખરચ નીચે પ્રમાણે લખાય.

જાત્રાએ જવું તે એક જાતનું દેશાટન છે. જાત્રા માટે થનાર ખરચ બીજા પાસેથી વસૂલ કરવાનો નથી માટે હુંડી રૂ. ૨૦૧) દા૦ ૧૭ ના ભાવે કરાવી તેના એકંદર રૂ. ૨૩૫)૸ાાા ખરચ× ખાતે ઉધરે, અને પેટામાં વિગત લખી છેવટે લખ્યું કે શ્રીનાથજીની જાત્રાએ જતાં ખરચને સારૂ આ હુંડી લીધી છે.

(જુઓ તે દિવસના રોજમેળ કે રોકડમેળમાં)

જો. એજ હુંડી ઉધારે લખાવી હોત અને ઉપર પ્રમાણે ઉપયોગ થયો હોત તો ખરચ ખાતે ઉધાર્યા પછી તે હુંડી લખનાર પરી. શામળભાઈને ખાતે જમે કરત.

---

† કેટલાક એવી હુંડીઓ લખનારને ખાતે જમે કરીને તેજ વિગતે લઇ જનાર ત્રીજા માણસને ખાતે ઉધારેછે, પછી ત્રીજા માણસને ખાતે તેની પાસેથી લીધેલા રૂા. જમે કરેછે. વળી કેટલાક તેમ ન કરતાં એમ કરેછે કે હુંડી લખાવતાં બેઠેલું હુંડિયામણ હુંડિયામણખાતે ઉધારેછે અને હુંડી આપતાં ઉપજેલું હુંડિયામણ હુંડિયામણખાતે જમે કરેછે.

× જાત્રામાં કરેલા ખરચની ફેડ મળે ત્યારે ખરચખાતે એ રકમ જમા કરી જેટલો ખરચ થયો હોય તેટલી રકમ ખરચખાતે વિગતથી ઉધારવામાં આવેછે.

જો એવી હુંડી ઘટતા ભાવમાં લખાવી હોત તો ભાવની કસર જોગ ઓછી રકમ ખરચ ખાતે ઉધરત. જેમકે. ઉપરની રૂ૧૦૧) ની હુંડી ૯૯ ના ભાવે લખાવીહોત તો રૂ૨) ભાવની કસરથી નફો મળેછે તે બાદ કરતાં રૂ૧૯૯) ખરચ ખાતે ×ઉધારત.

## લખાવેલી હુંડી અમારીવતીને ખાતે બીડ્યાનો જમાખરચ.

**૨૨૦. જો રોકડેથી લખાવેલી હુંડી અમારીવતીને ખાતે જે આડતિયાને બીડવી પડે તેને ખાતે ઉધારવી, અને પેટામાં તેની વિગત લખવી. તથા હુંડિયામણ હુંડિયામણ ખાતે ઉધારવું.** જેમકે—

લખાવેલી હુંડી અમારીવતીને ખાતે આડતિયાને બીડયાનો જમાખરચ.

મહા વદ ૦)) સેં અમદાવાદના પટલ ખુશાલ ગોકળ ઉપર મોદી ગીરધરલાલ ભાણાભાઈને ત્યાંથી રૂ૩૫૧) ની દા. ૧૮ ના ભાવે રોકડેથી હુંડી લખાવીને મુંબાઈ ખાતે પરી. શામળભાઈ નથુભાઈ ઉપર બીડી દીધી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**अ**. આ હુંડી લખનાર ગીરધરલાલ મોદીને રોકડા રૂા. આપવામાં આવ્યાછે માટે તેમને નામે જમા ઉધાર કરવાનું કારણ નથી.

**ब**. મુંબાઈ ખાતે આડતિયા પરી. શામળભાઇ નથુભાઈ ઉપર આ હુંડી બીડીછે માટે તે તેમને ખાતે ઉધરે, અને પેટામાં વિગત લખાય.

**क**. શામળભાઈનું લહેણું વસૂલ થવા આ હુંડી લખાવીને બીડી છે. એવી હુંડીઓને શાખો હુંડીઓ કહેછે. શાખો હુંડી લેતાં બેઠેલું હુંડિયામણ હુંડિયામણ ખાતે ઉધરે અને હુંડિયામણ મળ્યું હોયતો હુંડિયામણ ખાતે જમે થાય. માટે રૂ૩૫૧) ની હુંડી ઉપર દા. ૧૮ ના ભાવે રૂ૬૩)≡ હુંડિયામણ થયું તે હુંડિયામણ ખાતે ઉધરે; અને પેટામાં તેની વિગત લખાય.

**પ્રથમ ચૈત્ર શુદ ૧૦** દિવસે પરી. શામળભાઈ નથુભાઈને ત્યાંથી કપડવંજ ખાતે તેમના નામની રૂ૩૦૦) ની હુંડી દા. સરભરના ભાવે નામે લખાવી લાવી ગોધરાવાળા પરી પ્રેમાનંદ મનસુખને અમારીવતીને ખાતે બીડી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**अ**. પરી. શામળ નથુભાઈને ત્યાંથી આ હુંડી ઉધારે લખાવી છે માટે તેમને ખાતે હુંડીના રૂ૩૦૦) જમે થાય. અને પેટામાં વિગત લખાય.

**ब**. ગોધરા ખાતે પરી. પ્રેમાનંદ મનસુખના ઉપર આ હુંડી મોકલી છે માટે તેમને ખાતે અમારીવતી ઉધરે અને પેટામાં હુંડીની વિગત લખાય.

---

× કેટલાક તેમ ન ઉધારતાં કરાવેલી હુંડીની પુરી રકમ ખરચખાતે ઉધારે છે અને ભાવની કસર બદલ મળેલી રકમ ખરચખાતે જમે કરેછે.

**ક** આ હુંડી સરભરથી મળી છે માટે હુંડિયામણ ખાતે લખવા જેવું નથી.
( જુઓ તે દિવસના રોજમેળ કે નોધમાં. )

**મહેતા** ઘેલાભાઇ નરસિંહદાસ પાસેથી ૩૧૫૧) ની હુંડી દા. ૯૯॥ ના ભાવે નડિયાદ ખાતે ભીખાભાઈ ફતાભાઈ ઉપરની રોકડેથી લખાવી ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખને બીડી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ**. આ હુંડી રોકડેથી લખાવી છે માટે લખનારને નામે કંઇ લખાય નહીં.

**બ**. ગોધરાખાતે પ્રેમાનંદ પારેખ ઉપર અમારીવતીને ખાતે એ હુંડી બીડી છે માટે ૩૧૫૧) તેમને ખાતે ઉધરે અને પેટામાં તેની વિગત લખાય.

**ક**. આ હુંડી ઘટતા ભાવમાં મળવાથી ૩૧૫૧) ની હુંડીપર ૩૦॥ નફો મળ્યોછે તે અમારીવતીને ખાતે છે માટે ૩૦॥ હુંડિયામણ ખાતે જમે થાય.

## લખાવેલી હુંડી તમારીવતીને ખાતે બીડ્યાનો જમાખરચ.

તમારીવતીને ખાતે લખેલી હુંડીનો જમાખરચ.

**૨૨૧. જે આડતિયાને તમારીવતીને ખાતે લખાવેલી હુંડી બીડવામાં આવે તેને ખાતે હુંડિયામણ સહિત હુંડીની રકમ ઉધારવી.** જેમકે—પ્રથમ ચૈત્ર શુદ ૧૫ નડિયાદ ખાતે પરી. ભીખાભાઇ ફતાભાઈ ઉપરની શાહજોગ મુદત વાર ભોમની ૩૫૦૧) બાબાશાહીની દા. ૦। હુંડી નંગ. ૧ અત્રેના પરી. વલ્લભદાસ નંદલાલને ને ત્યાંથી કરાવીને ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખપર બીડી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ**. વલ્લભદાસ પારેખને ત્યાંથી રોકડેથી હુંડી લખાવી છે માટે તેમને નામે જમાઉધાર કરવાની જરૂર નથી.

**બ**. પ્રેમાનંદ મનસુખના મગાવવાથી તેમને ખાતે આ હુંડી લખાવી લાવી બીડવામાં આવી છે માટે હુંડિયામણ સહિત હુંડીનાં નાણાં ૩૫૦૨ા તેમને નામે ઉધરે અને પેટામાં તેની વિગત લખાય. ( જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં. )

**જો** એવી હુંડી અંદરના ભાવથી લખાવી મોકલી હોત તો નીચે પ્રમાણે થાત. ઉપરના દાખલામાં ૯૯॥ નો ભાવ હોતતો પ્રેમાનંદને ખાતે ૩૪૯૯॥ ઉધરત.

**જો** તમારીવતીના ખાતાની હુંડીઓ ઉધારે લખાવી હોય તો મગાવનાર આડતિયાને ખાતે ઉધાર્યાપછી લખી આપનારને ખાતે જમે કરવી પડે. જેમકે—ઉપરની હુંડી વલ્લભદાસ પારેખે ઉધારે આપી હોત તો તેમને નામે જમે કરીને પ્રેમાનંદને ખાતે ઉધારત.

---

## શિકારેલી હુંડીઓના જમાખરચ વિષે.

રોકડેથી હું-

**૨૨૨. શિકારેલી હુંડીઓનાં આપેલાં નાણાં હુંડી લખનાર આડતિયાના નામે ઉધારવાં** અને પેટામાં હુંડીની વિગત

ડી શિકાર્યાનો જમાખરચ.

તથા ખાતાની નિશાની જણાવવી. જેમકે—

મહા વદ ૦)) પરી. શામળભાઈ નથુભાઇએ તમારીવતીના ખાતાની નિશાનીથી રૂ૩૦૦) ની હુંડી ૧. રાજેશ્રી કૃપાશંકર દોલતરામ ત્રવાડીને તુરત મુદતની શાહજોગ લખી મીતિ મહા વદ ૧૨ તે રાખ્યાવાળા લાવવાથી અધ્યારૂ મોરારજી નારણજીને ખોળાધર રાખી હુંડી શિકારી આપી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** કૃપાશંકર ત્રવાડી રાખ્યાવાળા છે. તેમને હુંડી લઈ રૂ. આપવામાં આવ્યા માટે તેમને ખાતે જમાઉધાર કરવાની જરૂર નથી.

**બ.** શામળભાઇ પારેખનીવતી એ હુંડીના રૂ. કૃપાશંકર ત્રવાડીને આપ્યા. માટે તે રૂ૪૦૦)પરી. શામળભાઇને ખાતે ઉધરે અને પેટામાં હુંડીની હકિકત લખાય.

ઉધારે હુંડી શિકાર્યાનો જમાખરચ.

**૨૨૩. જો શિકારેલી હુંડી રાખ્યાવાળાને નામે રાખી હોય એટલે હુંડીનાં નાણાં રાખ્યાવાળાને ન આપતાં રાખ્યાવાળા પાસેથી નાણાં પહોંચ્યાની હુંડીમાં ભરપાઈ કરાવી લઈને તેને નામે હુંડીના રૂા. જમે રાખ્યા હોય તો રાખ્યાવાળાને નામે હુંડીના રૂા. જમે કરી આપણાપર હુંડી લખનારને નામે ઉધારવા.** જેમકે—

ગોધરાના પરી. પ્રેમાનંદ મનસુખે રૂ૧૫૧) ની હુંડી પરી. શામળભાઇ નથુભાઇને શાહજોગ. મુદત દિન ચાર ચારની લખી મહા શુદ ૨ તેનાં નાણાં ન આપતાં રાખ્યાવાળાને નામે જમે રાખી હુંડી શિકારી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** ગોધરેથી પરી. પ્રેમાનંદ મનસુખે લખેલી હુંડી પરી. શામળભાઈ લાવ્યા છે. માટે એ હુંડીનાં નાણાં પ્રેમાનંદની વતી શામળભાઇને આપ્યાં તેથી પ્રેમાનંદ પાસે લહેણાં થયાં માટે તેમને નામે એ હુંડીના રૂા. વિગતવાર ઉધરે.

**બ.** આ હુંડીમાં શામળભાઈ રાખ્યાવાળા છે. તેઓ હુંડી લાવ્યા તે આપણે શિકારી ખરી. પરંતુ તેના રૂા. લઇ ગયા નથી માટે તે રૂા. તેમને નામે જમે થાય. અને પેટામાં લખાય કે 'જમાખરચ ૧. હા. પરી. પ્રેમાનંદને ખાતે ઉધાર. બા. હુંડીના.'

મુદત પહેલાં શિકારેલી હુંડીનો જમાખરચ.

**૨૨૪. રાખ્યાવાળાને મુદત પહેલાં હુંડીનાં નાણાં આપ્યાં હોય તો તેની કનેથી મુદત બદલ કાપી લીધેલી રકમ હુંડિયામણ ખાતે *જમે કરવી.**

---

* કેટલાક વ્યાજખાતે કે વટાવખાતે જમે કરેછે. મુદત કાપી આપનાર ખરચખાતે ઉધારશે. વેપારી હશે તો તેના ઉપયોગખાતે ઉધારશે. દક્ષિણમાં કેટલેક ઠેકાણે હુંડીની મુદત પુરી થાય તોપણ સેંકડે અમૂક ટકા રાખ્યાવાળા પાસેથી હુંડી શિકારતી વખતે કાપી લેવામાંઆવે છે તેને શિકરાઈ કહેછે.

## વેચાણ હુંડીઓના જમાખરચ વિષે.

*વેચાણ હુંડીઓનો જમાખરચ.*

**૨૨૫. લખાવેલી હુંડીઓની પેઠે વેચાણ રાખવાની હુંડીઓનો ઉપયોગ થઈ શકેછે માટે રોકડેથી વેચાણ રાખેલી હુંડીઓના રૂા. કલમ ૨૧૪ થી ૨૨૧ સુધીમાં જણાવ્યા પ્રમાણે ઉધારવા. જો તે ઉધારે વેચાણ રાખી હોય તો વેચાણ આપનારને નામે જમે કરીને ઉપર પ્રમાણે ઘટતે ખાતે ઉધારવા.**

*આવેલી હુંડીઓ વેચ્યાનો જમાખરચ.*

૨૨૬. આડતિયાની આવેલી હુંડીઓ વેચાણ કરી હોય તો ઉપજેલાં નાણાં તેને ખાતે જમે કરવાં. જો તે ઉધારે વેચાણ આપી હોય તો ઉપર પ્રમાણે જમે કર્યા પછી હુંડી રાખનારને ખાતે વિગતથી ઉધારવાં. જેમકે.

રૂ૫૭૫) ની હુંડી ૧ કલદારની. મુંબાઈથી પરી. ચુનીલાલ લલ્લુભાઈની અમદાવાદ ખાતે મોદી વનમાળી લાધા ઉપરની લખેલી રાખ્યા પુરૂષોત્તમ કહાનજી ગાંધીના મુદત દિ. ૨૧ પછીની શાહજોગ. તે ગોધરાવાળા પરી. પ્રેમાનંદ મનસુખે રાખ્યાવાળા પાસેથી વેચાણ રાખી અમારાપર *અમારી વતીને(તેમને) ખાતે બીડી; અમે તે દા. ૧૧૭ ના ભાવે રોકડેથી માસ્તર. દામોદરદાસ અમથાભાઈને આપી તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** ગોધરાવાળા પ્રેમાનંદ પારેખ તરફથી આ હુંડી આપણે અહીં આવી છે તેનું વેચાણ કરતાં રૂ૫૮૫) બાબાશાહી ઉપજેછે તો એ રૂા. તેમને ખાતે પેટામાં હુંડીની વિગત સાથે જમે થાય.

*અમારીવતીને ખાતે રાખેલી હુંડીઓ ન વેચાયાનો જમાખરચ.*

**૨૨૭. અમારી વતીને ખાતે આડતિયાની આવેલી હુંડીઓ મગાવી હોય અને તે તુરત વેચાણ ન થાય તો આડતિયાને ખાતે તે હુંડીઓ જમે કરી હુંડી ખરીદ ખાતે ઉધારવી; ને પેટામાં** તેની વિગત લખવી. જેમકે.

પરી. શામળભાઇ નથુભાઈ પાસે તેમના મથાળાની અમારીવતીને ખાતે હુંડીઓ મગાવી તો તેમણે હુંડી ૧ રૂ૩૦૦) દા. ૮૬ મુંબાઈગરાની અમદાવાદ ખાતે પરી. હીરાલાલ છોટાલાલ ઉપરની શાહજોગ. મુદત દિન ચાર ચારની રાખ્યા તેમના પોતાના. પોતે લખીને અત્રે બીડી; પરંતુ તે તે તરત ઉપયોગમાં ન આવી તેમ વેચાણ પણ ન થઇ તો તેનો જમા ખરચ નીચે પ્રમાણે થાય.

---

* સામો માણસ અમારીવતીને ખાતે લખે એટલે આપણે ત્યાં તમારી વતીને ખાતે લખાય. અને આપણે સામા માણસને અમારીવતીને ખાતે લખીએ તે તેને ત્યાં આપણે નામે તમારીવતીને ખાતે લખાય.

**અ.** શામળભાઈએ તમારીવતીને ખાતે આ હુંડી અમારાપર મોકલી માટે અત્રે તેમના નામે વટાવ સહિત રૂ ૩૪૮ાાા—ાા જમે થાય અને પેટામાં લખાય કે હુંડી ખરીદ ખાતે ઉધાર.

**બ.** હુંડી કોઈ ઠેકાણે બીડી નહીં તેમ વેચી નહીં. માટે હાલ તે હુંડી ખરીદખાતે ઉધરે અને પેટામાં તેની વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા નોંધમાં.)

તમારીવતીનેખાતે વેચાણ કરવાની હુંડીઓ ન વેચાયાનોજમાખરચ.

**૨૨૮. આડતિયાની આવેલી હુંડીઓ તમારી વતીને ખાતે વેચાણ કરવાની હોય અને તુરત વેચાણ ન થાય તો તેને ખાતે ઉપરટપકે જમે રાખવી, અને વેચાણ થયેથી ઉપરટપકું વાળી નાખી તેને ખાતે જમે કરવી. જેમકે—**

રૂ૧૫૧) પરી. પ્રેમાનંદ મનસુખ તરફથી હેવધઢની ગાંધી ગુલાબચંદ ભાઇચંદ ઉપરની રાખ્યા શા. ભુરચંદ ગોપાલજીના. મુદ્દત વાર બોમની. તે તેમણે વેચાણ રાખી અત્રે તેમને અમારીવતીને ખાતે બીડી. પરંતુ ગ્રાહક ન હોવાથી ઉપરટપકે રાખી મૂકીછે. પછી એ હુંડી આસો શુદ ૫ મે દા. ૯૯ાા ના ભાવે વેચાણ આપી માટે રૂ૧૫૦ાાા— તેમને ખાતે જમે થઈ. (જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

રોકડેથી વેચેલી હુંડીઓનોજમાખરચ.

**૨૨૯. જે હુંડીઓ અમારી વતીને ખાતે રોકડેથી વેચાણ રાખીને તુરત રોકડેથી વેચાણ આપવામાં આવે, તે હુંડીઓમાં થયેલો નફોતોટો હુંડિયામણ ખાતે જમે ઉધાર કરવો અને પેટામાં ટુંકી વિગત લખવી. જેમકે—**

હુંડી. ૧ રૂ૩૦૦૦) મુંબાઈગરાની મુંબાઈ ખાતે પરી. ચુનીલાલ લલ્લુભાઈ ઉપરની લી.વાડાશીનોરથી શાહ લલ્લુભાઈ જેઈતાદાસ. રાખ્યા. ગાંધી મથુર વખતચંદ. શાહજેગ તુરત મુદતની અત્રે રાખ્યાવાળા પાસેથી દા. ૧૧૮ ના ભાવે વેચાણ રાખીને દા. ૧૧૮। ના ભાવે માસ્તર. ગવરીસંકર પ્રભાશંકરને રોકડેથી વેચાણ આપી તેનો જમા ખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** આ હુંડી આપનારને રોકડા રૂ. આપ્યાછે તેમજ લેનાર પાસેથી રોકડા રૂ. લીધાછે એટલે તેમને નામે જમા ખરચ ન થાય.

**બ.** હુંડીની લેવડ દેવડ કરતાં એકંદરે રૂ.૦। શેંકડે નફો રહેછે માટે રૂ૭ાા હુંડિયામણ ખાતે જમે થાય; અને પેટામાં લખાય કે રૂ૩૦૦૦) ની હુંડી ૧ દા. ૧૮ ના ભાવે રાખી દા. ૧૮। ગવરીશંકરભાઇને આપી તેમાં ભાવની કસરના મળ્યાછે. (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

હુંડી ખરીદ

**૨૩૦. વેચાણ રાખેલી હુંડીઓ ખરીદનાર ન મળે તો એવી હુંડી ખરીદવાને વાપરેલાં નાણાં હુંડી ખરીદખાતે ઉ-**

ખાતા વિષે.

ધારવાં, અને તેનું વેચાણ થયેથી ઉપજેલાં નાણાં હુંડી વકરા ખાતે જમે કરવાં.

---

## વેપાર કરવાની જણસો વિષે.

એટલે

### ક માલની લેવડદેવડના, અને તેમાં થતી પેદાશના જમા ખરચ વિષે.

ખરીદ વકરાખાતાની વ્યાખ્યા.

૨૩૧. વેપાર કરવાને સારૂ લીધેલી જણસોના રૂા. જે ખાતે ઉધારવામાં આવેછે તેને ખરીદખાતું કહેછે અને ખરીદેલા માલનું વેચાણ કરતાં ઉપજેલા રૂા. જે ખાતે જમે કરવામાં આવેછે તેને વકરાખાતું કહેછે.

ભરતિયાની વ્યાખ્યા.

૨૩૨. ખરીદેલા માલની વિગત જે કાગળપર લખવામાં આવે છે તેને ભરતિઉં કહેછે. ભરતિઆં બે જાતનાં થાયછે.

૧, કાચું ભરતિઉં; ૨, પાકું ભરતિઉં.

કાચા ભરતિયા વિષે.

૨૩૩. જે ભરતિયામાં ખરીદેલા માલની કિમત આશરે ચઢાવી હોય તેને કાચું ભરતિઉં કહેછે. કાચું ભરતિઉં જમા ખરચ નાખવાના ઉપયોગમાં આવતું નથી; ફક્ત એ વડે મગાવેલા માલનું હાંસલ ચુકવી શકાયછે. જ્યારે મગાવેલો માલ ઉતાવળે મોકલવો હોય ત્યારેજ માલની સાથે કાચું ભરતિઉં બીડવામાં આવેછે.

પાકા ભરતિયા વિષે.

૨૩૪. જે ભરતિઆમાં ખરીદેલા માલની ખરી કિમત ચઢાવી હોય તેને પાકું ભરતિઉં અથવા ભરતિઉં કહેછે. ખરીદેલા માલના પૈસા જેને તેને ચુકવી આપ્યા પછી આ ભરતિઉં બનાવવામાં આવેછે માટે તેના ઉપરથી માલનો જમાખરચ નાખવામાં આવેછે. આ ભરતિયામાં માલ લેતાં મળેલું વળતર અને સઘળા પ્રકારની ખરાજાત પણ ચઢાવવામાં આવેછે.

વળતર કાપ-

૨૩૫. બજારમાં જથાબંધ માલ ખરીદતાં શેંકડે અમુક રકમનો નફો મળે તેને +વળતર કાપ્યું કહેછે. ખરીદેલા મા-

---

+મુંબાઈ વગેરેની મીલોમાં એ રિવાજ છે. દરેક જાતના માલપર વળતરનો ભાવ ઠરાવેલો હોયછે. વડોદરાની બજારમાં કાપડ ખરીદ કરતાં દોઢ દોકડા લેખે અને ફતેપુરામાં ગોળ ખરીદ કરતાં ૨॥ દોકડા લેખે વળતર મળેછે. મુંબાઈમાં દરેક જણશવાર વળતરના ભાવ છે. અને તે ખરીદ કરવા જતાં જણવામાં આવેછે.

વા વિષે... લનાં નાણું તુરત આપી દેવામાં આવે, અથવા ઠરાવેલી મુદત પ્રમાણે નાણું ભરી દેવામાં આવે તો વળતર મળે; પરંતુ તે પ્રમાણે નાણું ન ભરાય તો અટકેલી મુદતનું બાર આનાની તેરીખ પ્રમાણે વ્યાજ આપવાનો રિવાજ છે.

૨૩૬. **ભરતિયામાં** ખરીદેલા **માલની કિમતમાંથી વળતર કાપી ખરો આંકડો ચઢાવવામાં આવેછે માટે મળેલું વળતર કોઈપણ ખાતે જમા કરવામાં આવતું નથી.**

વળતરનો જમા ખરચ.

૨૩૭. **ભરતિયામાં માલની** કિમત સિવાય નીચે જણાવેલી પરચુરણ **ખરાજાત ચઢાવવામાં આવેછે; अ ધર્માદા, ब દલાલી, क રેલવે ભાડું, ड વૈતરૂં; બંધન ખરચ વગેરે.**

ભરતિયામાં ચઢતી ખરાજાત.

૨૩૮. દેશચલણી નાણા પ્રમાણે ભરતિઉં લખવાનો રિવાજ છે. મુંબાઇથી માલ મગાવ્યો હોય તો મુંબાઈગરાં નાણું અને વડોદરેથી માલ મગાવ્યો હોય તો બાબાશાહી નાણું ભરતિઆમાં ચઢાવેછે, અને જમાખરચ નાખનાર ભરતિયામાં લખેલી જાતના નાણાંમાંજ જમાખરચ લખેછે. જેમકે વડોદરાના વેપારીએ મુંબાઇથી માલ મગાવ્યો હોય તો મુંબાઇથી આવેલા ભરતિઆ પ્રમાણે જમા ઉધાર કરેછે; વડોદરામાં બાબાશાહી નાણું ચાલેછે માટે બાબાશાહીમાં જમાખરચ લખવો જોઈએ પરંતુ તેમ કરતા નથી.

ભરતિયામાં માલ ખરીદ કરેલા દેશના દેશ ચલણી નાણું લખાયછે.

૨૩૯. ખરીદ કરેલા માલનું એ પ્રમાણે જમાખરચ નાખવામાં આવેછે. અને તેનું વેચાણ કરતાં તો દેશચલણી નાણું લેવાં પડેછે. દેશચલણી નાણું લેતાં આપનાર લેનારને નુકશાન ન થાય તે સારૂ માલની બેઠેલી કિમત ઉપર વટાવ ગણીને આરથી ૭ આની સુધી નફો ચઢાવવામાં આવેછે.

માલનું વેચાણ દેશચલણી નાણાંથી થાયછે.

૨૪૦. પરદેશખાતે અરસપરસ માલ મોકલતાં વેપારીઓને આડત મળે છે. **આડત બે પ્રકારની છે. अ કાચી ब પાકી.**

આડત વિષે.

૨૪૧. અઢી ટકા સુધીની આપેલી આડતને **કાચી આડત કહેછે.** અને અઢી તથા તે ઉપરાંતના ટકાની આડતને **પાકી આડત કહે** છે. કલકત્તા, અને મુંબાઈ વગેરે સ્થળોમાં કાચી અને પાકી

આડતનાભાવ.

આડતમાં ઓછું +વતું જોખમ ગણવામાં આવેછે.

## વેપારની જણશોના જમાખરચ વિષે.

રોકડેથી ખરીદેલા માલને ઉધારવા વિષે.

**૨૪૨. રોકડી કિંમતે માલ ખરીદ્યો હોય તો માલ ખરીદતાં આપેલા રૂ. તથા** તેપર થયેલી **ખરાજાતના રૂ. ખરીદખાતે ઉધારવા** અને પેટામાં વિગત લખવી. જેમકે.

માગશર શુદ ૧૫ દિવસે શાહ મોંઘીલાલ× મોતીને ત્યાંથી સોનાની સોટચની પાટ તોલા ૯૭ાા દા. ૧૯ા ના ભાવે લીધી તેના તેમને આપ્યા, ૪)ર્ાા દલાલીના શાહ મગનલાલ* મૂળજીને આપ્યા દા. ૦)-, અને રૂ૧)- ધર્માદામાં+ આપ્યો દર તોલે ૦)૦ા લેખે. તેનો જમાખરચ નીચે પ્રમાણે થાય.

**અ.** શાહ મોંઘીલાલ મોતીને ત્યાંથી રોકડેથી માલ ખરીદ કર્યો માટે તેમને નામે જમાઉધાર ન થાય.

**બ.** વેપાર કરવાને સોનું લીધુંછે માટે ખરીદેલું સોનું 'હેમ ખરીદખાતે ઉધરે; અને પેટામાં સોનાનું વજન તથા ભાવ અને ખરાજાતની વિગત લખાય.

(જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

ઉધારે ખરીદેલા માલનો જમાખરચ.

**૨૪૩. ઉધારે માલ ખરીદ્યો હોય તો માલની કિંમતના રૂ. ખરાજાત સાથે માલ આપનાર કે મોકલનારને નામે જમે** કરી ખરીદખાતે ઉધારવા અને પેટામાં વિગત લખવી. જેમકે.

મહા શુદ ૫ ના દિવસે પટલ રણછોડ ખુસાલદાસે ધોતીજોટા નંગ ૫૦ દા. ૧૦)= લેખે ખરીદ કરી તેમાંથી દસ ટકા વળતર કાપતાં રૂ૪૫૫૫ા= ના મોકલ્યા; તે મોકલતાં બાંધણ વાસ્તે મીણિઉં હાથ ૧૬ તથા પાણકોરૂ હાથ ૧૮ લીધું તેના રૂ૨ા, રેલવે ભાડાના રૂ૨)= અને સ્ટેશન ઉપર માલ પહોચાડ્યાની મજુરીના રૂ૦ાા થયો તે ભરતિયામાં ચઢાવીને માલ મોકલાવ્યો છે તેનો જમાખર નીચે પ્રમાણે થાય.

---

+ કાચી આડત હોય તો મોકલેલો માલ આડતિયાને પહોંચતા સુધીનું જોખમ મોકલનારને માથે રહેછે, તથા તે માલ આગથી નાશ પામે, વેચાણ રાખનાર આશામી જતી રહે કે નબળી પડે, અગર માલનાં નાણાં વસૂલ કરી તેની કરાવેલી હુંડી માલના મૂળ ધણીને બીડે ને પછી લખનાર ધણી નબળો પડે તો એ નાણાં માલધણીનાં જાય. પરંતુ પાકી હકસાઈ આપવામાં આવતી હોય તો આડતિયાને માથે ઉપરનું જોખમ રહેછે.

× મોંઘીલાલે એ માલ આપણને વેચાણ આપ્યો માટે તે પોતાને ત્યાં કલમ ૨૪૩ પ્રમાણે હેમ વકરાખાતે જમાં કરશે. * મગનલાલે માલ અપાવતાં દલાલી લીધી તે પોતાને ત્યાં કલમ ૬૩ પ્રમાણે વટાવખાતે કે દલાલી ખાતે જમા કરશે. + મોંઘીલાલે ધર્માદાનો રૂ૧)- લીધો તે તેમને ત્યાં રહેતો હશે તો પોતાને ત્યાં અથવા જેને ત્યાં રહેતો હશે તે માણસ ધર્માદાખાતે જમા કરશે.

**અ**. અમદાવાદ ખાતેથી આડતિયા [1]રણછોડલાલ ખુશાલદાસે આ માલ આપણે નામે ઉધારે મોકલ્યો છે માટે તેમના ભરતિયામાં લખેલા રૂા. તેમને નામે જમે થાય; અને પેટામાં લખાય કે 'જમેખરચ ૧. હા. શ્રી કાપડ ખરીદ ખાતે ઉધાર, બાબતે ધોતીજોટાના. અને પછી તે માલને લગતો આપણે જે ખરચ કર્યો હોય તે લખાય.

**બ**. એ રૂા. કાપડના માલખાતે લહેણા થયા માટે 'કાપડ ખરીદખાતે' ઉધરે અને પેટામાં લખાય કે 'જમેખરચ ૧. હા. શ્રી અમદાવાદખાતે પટેલ રણછોડ ખુશાલદાસને ખાતે જમે. બાબતે નીચેની વિગતે માલ આવ્યો છે.' પછી તેના પેટામાં ભરતિયામાં લખેલી વિગત લખાય. (જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

માલના વકરાના ઉપજેલા રોકડા રૂા. જમે કરવા વિષે.

૨૪૪. **રોકડેથી માલનો વકરો કરતાં ઉપજેલા રૂા. માલના વકરાખાતે જમે કરવા અને પેટામાં બનતાસુધી [1]લેનારનું નામ જણાવવું.** જેમકે. પ્રથમ ચૈત્ર શુદ ૧૫ ના દિવસે નીચે પ્રમાણે વકરો થયો.

**અ**. હેમ તો. ૯૦) દા. ૧૯।।‌= ના ભાવે શાહ. [3]લાલભાઈ કુંવરજીને રોકડેથી આપ્યું માટે રૂ૧૧૭૭ા। વકરાખાતે જમે થાય, અને પેટામાં હેમનું વજન, ભાવ તથા રાખનારનું નામ લખાય.

**બ**. રેશમી ધોતીજોટા નંગ ૩૫ દા. ૧૩।। ના ભાવે પટલ [4]ભાઈજીભાઈ બાપુજીને રોકડેથી આપ્યા. માટે રૂ૪૭૨।। શ્રી કાપડ વકરાખાતે જમે થાય અને પેટામાં જોટાનાં નંગ તથા ભાવ વગેરે લખાય.

---

૧ રણછોડલાલે એ માલ પોતાને ઘેરથી મોકલ્યો હશે તો તે માલના રૂા. આપણે ખાતે ઉધારી વકરાખાતે જમે કરશે. અને બજારમાંથી રોકડેથી માલ મોકલ્યો હશે તો ફક્ત આપણે નામે ઉધારશે. પરંતુ જો ઉધારે લાવી મોકલ્યો હશે તો તેમને જેણે આપ્યો હશે તેમને નામે જમે કરશે અને આપણે નામે ઉધારશે. ૨ ગાંધી અને વહોરા જેવા પરચુરણ વેપારીઓને ત્યાં માલ લઈ જનારનું નામ લખવું પાલવે નહીં. એવા વેપારીઓ રાત પડે હિસાબ નક્કી કરેછે. એવી રીતે કે ગલ્લામાં આવેલું નાણું ગણી જુએછે અને તે રકમ વકરા ખાતે જમે કરેછે ઉધારે આપેલો માલ આપતી વખતે એક પાટી કે પત્રાપર નોંધી રાખેછે અને તે ઉપરથી એ રકમો પણ ઉપરની રકમો જમે કરતાં જમે કરીને ઉધારેછે. ૩ લાલચંદ કુંવરજીએ એસોનું વેપાર કરવા લીધું હશે તો કલમ ૨૪૧ પ્રમાણે ખરીદખાતે ઉધારશે અને દાગીના માટે લીધું હશે તો દાગીના ખાતે ઉધારશે. ૪. ભાઇજીભાઈ વેપાર કરવા લઈ ગયા હશે તો ક. ૨૪૧ પ્રમાણે અને ઘરમાં વાપરવા લઈ ગયા હશે તો ખરચખાતે ઉધારશે.

**ક**. પ્રથમ ચૈત્ર શુદ ૧૫ ગાય ૧ તથા બળદ ૧) ખંડેલાં હતાં તે રૂ૩૫) માટે રાજુ પગીને આપ્યાં તો તે ઢોર વકરા ખાતે જમે થાય.

(જુઓ તે દિવસના રોકડમેળમાં.)

**૨૪૫. ઉધારે માલ વેચતાં ઉપજેલા રૂ. માલના વકરાખાતે જમે કરી માલ લઈ જનારને ખાતે ઉધારવા.** જેમકે.

ઉધારવકરાનો જમાખરચ.

મહા શુદ ૫ મે. હેમ તોલા ૪ાા દા. ૨૦) ના ભાવે શાહ રણછોડ બાપુજીને નામે લખીને આપ્યું છે માટે રણછોડ શાહને ખાતે એ રૂ. ઉધરે અને હેમ વકરાખાતે જમે થાય. જમે કરતાં લખાય કે ‘જમાખરચ ૧. હા. શા. રણછોડ બાપુજીને ખાતે ઉધાર, બાબતે હેમ તોલા ૪ાા દા. ૨૦) ના ભાવે આપ્યું છે.’ અને ઉધારમાં લખાય કે. ‘જમાખરચ ૧. હા. શ્રી વકરાખાતે જમે. બા. હેમ તો. ૪ાા દા. ૨૦) ના ભાવે તમે લઈ ગયા છો.

મહા શુદ ૧૫ ધોતીજોટા નંગ ૧૦ પરી. શામળભાઈ નથુભાઈને દા. ૧૩ાા ના ભાવે પરી. હીરાલાલ છોટાલાલ મારફત આપ્યા માટે શામળભાઈને ખાતે તે રકમ ઉધરે અને કાપડ વકરાખાતે જમે થાય. જમે કરતાં લખાય કે ‘જમાખરચ ૧. હા. શ્રી શામળભાઈને ખાતે ઉધાર. બા. ધોતીજોટા નંગ ૧૦ દા. ૧૩ાા ના ભાવે કીલેદારના ચી. ભાઈ હીરાલાલ છોટાલાલ મારફત મગાવી લીધાછે.’

**૨૪૬. દુકાનખાતે રાખેલા માલ પૈકી જે માલ ઘર ખરચ સારૂ લેવામાં આવે તેની કિમતના રૂ. વકરા ખાતે જમે કરી ખરચખાતે ઉધારવા.** જેમકે.

દુકાનમાંથી ખરચનેસારૂ ઉપાડેલા માલનો જમાખરચ.

મહા વદ ૦)) ધોતીજોટા બે દુકાનમાંથી એક પોતાને માટે અને એક ભાઈ ચુનીલાલને માટે પહેરવા સારૂ કાઢી લીધા છે માટે તેના રૂ. ×મૂળ કિમત પ્રમાણે એટલે ૯ા ના ભાવે વકરાખાતે જમે થઈ કાપડ ખરચ ખાતે ઉધરે. જમે કરતાં લખાય કે હા. શ્રી કાપડ ખરચખાતે ઉધાર. અને ઉધારતાં તેથી ઉલટું લખાય.

**૨૪૭. સામા માણસને તેની કનેથી રોકડી રકમે ત્રીજે ઠેકાણેથી માલ અપાવવામાં આવે તેનો જમાખરચ આપણે ઘેર કરવાની જરૂર નહીં. જેમકે** ગાંધી. ભોગીલાલ ભાઈચંદને ત્યાંથી ગાંધી કેશવલાલ ગુલાબચંદને રોકડેથી બે *માણી મકાઇ અપાવી તેનો જમાખરચ કરવાની જરૂર નહીં. કેમકે તેનો હિસાબ પરભાર્યો પતી જાયછે.

વચ્ચે રહીને રોકડેથી માલ અપાવ્યાના જમાખરચ વિષે.

**૨૪૮. આપણે નામે સામા માણસને ત્રીજે ઠેકાણેથી જે માલ અપાવવામાં આવેતેના રૂ. આપણે ઘેર માલ આપનારને નામે જમે કરી, જેને માલ અપાવીએ તેને**

સામા માણસને ત્રીજે સ્થળેથી આપણે

× કેટલાક મૂળ કિમત ન લખતાં બીજાને આપે તે ભાવ પણ લખેછે. * ૧૨ મણ.

નામે માલ અપાવ્યાના જમાખરચવિષે.

**નામે ઉધારવા.** જેમકે—જેઠ વદ ૬ મહેતા મણીલાલ મૂળજીને ઉધારે સોનાની કંઠી ૧. હેમની તો. ૩॥ દા. ૨૨) લેખે. શાહ રણછોડ બાપુજીને ત્યાંથી આપણે નામે અપાવી તો કંઠીના રૂ. રણછોડ શાહને ખાતે જમે થઈ મણીલાલ મેહેતાને ખાતે ઉધરે. કેમકે રણછોડનું આપણી પાસે, અને આપણું મણીલાલ મેહેતા પાસે લેહેણું થાયછે. જમે કરતાં પેટામાં લખાય કે 'જમે ખરચ ૧. હા. મહેતા મણીલાલને ખાતે ઉધાર બા. કંઠી નંગ ૧ ના'. ઉધારતાં પેટામાં લખાય કે જમે ખરચ ૧. હા. શાહ રણછોડને ખાતે જમે. બા. 'હેમની કંઠી. ૧ તોલા ૩॥ દા. ૨૨) ના ભાવે તમને અપાવી છે.' ( જુઓ તે દિવસના રોજમેળ અથવા નોંધમાં )

**૨૪૯. જે માણસ આપણે ત્યાંથી ત્રીજી આસામીને રોકડેથી માલ અપાવે તેના રૂ. આપણે ઘેર વકરાખાતે જમે કરવા.**

આપણે ત્યાંથી સામો માણસ ત્રીજીઆસામીને રોકડેથી માલ અપાવે તેના જમાખરચ વિષે.

જેમકે—પ્રથમ ચૈત્ર શુદ ૧૦ સોનું તોલા ૨ દા. ૨૦ ના ભાવે શાહ મહાસુખ મૂળજીએ ગીરધર મોતીને રોકડેથી અપાવ્યું તેના ૩૪૦॥ આપણે ત્યાં હેમ વકરાખાતે જમે થાય અને પેટામાં વિગત લખાય. કેમકે એ વેપારમાં રોકડું નાણું લીધાપછી અપાવનાર કે લેનાર સાથે લહેણ દહેણનો કશો સંબંધ રહેતો નથી. (જુઓ વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં.)

**૨૫૦. સામા માણસની વતી ત્રીજી આસામીને જે માલ આપવો પડે તેના રૂ. અપાવનાર ધણીને ખાતે ઉધારી વકરાખાતે જમે કરવા.**

સામો માણસ પોતાના નામે લખાવીનેત્રીજી આશામીને માલ અપાવે તેના જમાખરચ વિષે.

અને પેટામાં વિગતલખવી. જેમકે. જેઠ વદ૬. ધોતીજોટા નંગ ૧ દા. ૧૪ ના ભાવે મહેતા †મણીલાલ મૂળજીએ પોતાને નામે અધ્યારૂ મોરારજી નારણજીને અપાવ્યો તેના રૂ. ૧૪) મણીલાલ મહેતાને ખાતેઉધરી કાપડ વકરાખાતે જમે થાય અને પેટામાં વિગત લખાય. (જુઓ તે દિવસના રોજમેળ અથવા નોંધમાં.)

**૨૫૧. સામો માણસ આપણને ત્રીજે સ્થળેથી રોકડી રકમ વડે જે માલ અપાવે તેના રૂ. ખરીદખાતે ઉધારવા. અને**

બીજા માણસ મારફતે રોકડેથી લીધેલામાલનો જમાખરચ

પેટાંમાં માલની વિગત લખવી. જેમકે—જેઠ સુદ ૧. પરી અમૃતલાલ ગોરધન મારફત ધોતીજોટા નંગ ૨૦ દોઢગજી

---

† મણીલાલ મહેતા મોરારજી અધ્યારૂને નામે ઉધારશે કેમકે જોટા બદલ તેમનું લહેણું મોરારજી પાસે થયું.

આઠ હાથવાળા દા. ૮।। ના ભાવે રોકડેથી રાખ્યા. તો એ રૂા. કાપડ ખરીદખાતે ઉધરે અને પેટામાં માલની વિગત લખાય. ( જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અથવા રોકડમેળમાં. )

લહેણા પેટે ખંડી લીધેલા માલના જમાખરચ વિષે.

૨૫૨. **આપણા લહેણાપેટે દેણદાર પાસેથી હરકોઈ પ્રકારનો માલ ખંડી લાવીએ તેના રૂા. માલના ખરીદખાતે ઉધારી દેણદારને ખાતે જમે કરવા.** જેમકે માગસર શુદ ૧૫. રામપુરના પગી સાયભાજી જાલુજીપાસે રૂ૫૦) લહેણા હતા તે પેટે રૂ૧૫) રોકડા, રૂ૧૫) ગાય તથા રૂ૧૫) બળદ ખંડી લીધોછે તો ખંડેલાં ઢોર, ઢોર ખરીદખાતે ઉધરે અને તેને ખાતે જમે થાય. ( જુઓ તે દિવસના વેપારીના રોજમેળ અને નોંધમાં. )

દેવા પેટે દુકાનમાંથી આપેલા માલનાજમાખરચ વિષે.

૨૫૩. **આપણા લહેણદારને દેવાપેટે દુકાનમાંથી કાંઈ જણશ આપવામાં આવે તેના રૂા. લહેણદારને ખાતે ઉધારીને માલના વકરાખાતે જમે કરવા.** જેમકે—જેઠ વદ ૧૦. ધોતીજોટા નંગ ૨૦ દા. ૯। ના ભાવે ૫રી. પ્રેમાનંદ મનસુખને દેવાપેટે આપ્યા. તેના રૂા. પ્રેમાનંદ પારેખને ખાતે ઉધરી કાપડ વકરાખાતે જમે થાય. અને પેટામાં તેની વિગત લખાય. ( જુઓ તે દિવસના રોજમેળ અથવા નોંધમાં. )

આડતિયાને મોકલેલા માલના જમાખરચ વિષે.

૨૫૪. **આપણે પરદેશખાતાના આડતિયાને નામે બજારમાંથી જે માલ રોકડેથી ખરીદ કરીને મોકલીએ તેના રૂા. તેને નામે ઉધારવા અને પેટામાં** તેની વિગત લખવી. જેમકે. જેઠ વદ ૬. અમદાવાદ ખાતે પટલ રણછોડ ખુસાલદાસને નામે શાહ છગનલાલ લલ્લુભાઈને ત્યાંથી શાળોપયોગી દેશીનામાં નંગ ૧૨૫) દા. ૦।≈ પચીસ ટકા કમિશન કાપતે નાણાં ચુકવી આપીને મોકલ્યાં તેપર રેલવે ખરચ ૦।≡ તથા મજૂરી અને કાપડ ખરચ ૦।– થયા. તે અમદાવાદખાતે રણછોડ પટલને ખાતે ઉધરે અને પેટામાં લખાય કે. રૂ૫ા।–।। દેશીનામાં નંગ ૧૨૫) દા. ૦।≈ પચીસ ટકા વળતર કાપતાં નક્કી કિંમત ૦।≡ રેલવે ભાડું ૦।– મજૂરી તથા મીણકાપડ ખરચના. જુમલે રૂ૩૬ા।–।। તમારે ખાતે ઉધાર. (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં. )

આડતિયાએ રૂા. મોકલી મગાવેલા માલના જમાખરચ વિષે

૨૫૫. **સામો માણસ એટલે આડતિયો નાણાં મોકલીને આપણી મારફતે માલ મગાવે તો મોકલેલાં નાણાં તેને ખાતે જમે કરવાં અને તેને માટે ખરીદેલા માલના રૂા. ખરાજાત સાથે ઉધારવા.** જેમકે—

ઉપરના દાખલામાં રણછોડદાસને ખાતે જે માલ મોકલ્યો છે

તે માલ લેવાને પેટે તેમના તરફથી જે રૂ. આવ્યા હોત તો તેમને નામે જમે કરત અને ઉપર પ્રમાણે માલ ખરીદી મોકલ્યાપછી ખરાજાત સાથે ઉધારત. પરદેશખાતાના આડતિયા જ્યારે જ્યારે રોકડેથી માલ મગાવે ને તે બીજે ઠેકાણેથી ખરીદીને મોકલવામાં આવે ત્યારે દાખલો રહેવાને માટે ઉપર પ્રમાણે જમાખરચ કરવામાં આવેછે. અથવા લહેણી રકમ ઉધારેછે અને પેટામાં તેની ફોડ લખેછે.

આડતિયાએ મગાવેલો માલ ઉધારે ખરીદ કરી મોકલ્યાનો જમાખરચ.

૨૫૬. **જો આડતિયાએ મગાવેલો માલ ઉધારે ખરીદીને મોકલ્યો હોય તો તેના રૂ. ઉધારે માલ આપનારને નામે જમે કરી આડતિયાને નામે ઉધારવા.** જેમકે. ઉપરના દાખલામાં રણછોડ પટલને સારૂ દેશીનામાં નંગ ૧૨૫ શાહ છગનલાલ લલ્લુભાઇને ત્યાંથી રોકડેથી લાવ્યા છીએ તેને બદલે ઉધારે લાવ્યા હોત તો હિસાબ પ્રમાણે થયેલા રૂકપાના છગનલાલ શાહને ખાતે જમે કરત અને રણછોડ પટલને ખાતે ઉધારત.

માલ આપવા લેવામાં અને અપાવવામાં થયેલા નફાતોટાનો જમાખરચ.

૨૫૭. હરકોઈ જાતનો **માલ તુરત વેચતાં નફો તોટો થાય** અથવા બીજાં માણસને **માલ અપાવતાં નફો મળે તે વિષે વટાવખાતામાં કહ્યા પ્રમાણે** જમાખરચ **કરવો.**

( જુઓ વટાવખાતાની સમજુતીમાં. )

દરેક જાતના માલનું ખાતું રાખવા વિષે.

૨૫૮. ઘણી જાતના માલનો વેપાર કરવામાં આવતો હોય અને તે પ્રત્યેક જાતના માલનો નફાતોટો જાણવાની ઇચ્છા હોય તો પ્રત્યેક જાતના માલનું ખાતું રાખીને જમાખરચ લખવું. કાપડની મીલોમાં કે વેપારીઓની વખારમાં એવી રીતે જમાખરચ રાખવાની જરૂર છે. જેમકે સાકરખાતું, ગોળખાતું. ઇ૦

જાંગડ માલની વ્યાખ્યા.

૨૫૯. **પસંદ પડેથી રાખવાની સરતે આપેલા માલને જાંગડ માલ કહેછે. ખરીદનાર લોકો,** એક વેપારીની દુકાનનો માલ બીજા વેપારીની દુકાનના માલ સાથે **સરખામણી કરવાને જાંગડ માલ લઈ જાયછે.** પછી જેનો માલ પોતમાં તથા કિમતમાં ઠીક હોય તે રાખીને બાકીનો માલ જેને તેને પાછો આપેછે.

જાંગડ માલના જમાખરચ વિષે.

૨૬૦. **જાંગડ આપેલો માલ પાછો આવતા સુધી ઉપર ટપકે રાખવો.** ઓળખિતા માણસ સિવાય કે ઓળખાણ આપ્યા સિવાય જાંગડ માલ આપવામાં આવતો નથી. માટે તે આપીએ ત્યારે ઉપરટપકે રાખવો અને **તેનું નિરાકરણ**

**થયેથી ઉપરટપકું વાળી નાખવું. એટલે જો તે ધણીને માલ લેવો હોય તો ક. ૨૪૪ પ્રમાણે વકરાખાતે જમાખરચ નાખવું.**

જાંગડ માલ વિષે લીધેલી રકમના જમાખરચ વિષે.

૨૬૧. **જાંગડ આપેલા માલપેરે કંઈ રકમ લીધી હોય તો લીધેલા પૈસા માલ લઇ જનારને નામે ઉપરટપકે જમે કરી માલ ઉધારવો. પછી નિરાકરણ થયેથી ઉપરટપકું વાળી નાખવું; એટલે જો તે માણસ એ માલ લઇ જાય તો કલમ ૨૪૪ પ્રમાણે વકરાખાતે જમાખરચ નાખીને, અને પાછો આપી જાય તો તેના લીધેલા પૈસા પાછા આપીને ઉપર ટપકું વાળી નાખવું**—માલના ખરીદનાર સાથે ઓળખ ન હોય અને તેને માલની ચોકશી કરવી હોય તો માલની કિમતના પ્રમાણમાં કંઈ રકમ રાખીને જાંગડ માલ આપી શકાયછે.

વેચાણમાં થોડા પૈસા લીધા હોય અને થોડા બાકી રહ્યા હોય તેના જમાખરચવિષે

૨૬૨. **વેચાણ માલ રાખનાર લીધેલા માલની કિમતપેરે થોડા પૈસા આપી જાય તો લીધેલા પૈસા તેને નામે જમા કરી આપેલા માલની કિમત ઉધારવી અને માલના વકરાખાતે જમે કરવી.** અથવા આપેલા માલની કિમત વકરાખાતે જમે કરી લહેણી રહેલી રકમ તેને ખાતે ઉધારવી. એવીરીતે કે. પેટામાં આપેલા માલની કિમતનો આંકડો ટાંકી, તેમાંથી તેણે આપેલા પૈસા બાદ કરવા અને જે બાકી રહે તે તેને ખાતે મથાળે ચઢાવવું.

---

# વાડી વજીફા વિષે.

એટલે

## ड. ખેતર, વાડી, કે બીજા પ્રકારની જમીનને લગતા જમાખરચ વિષે.

વતનદારની વ્યાખ્યા.

૨૬૩. ખેતર, વાડી કે બીજા પ્રકારની **જમીનના માલિકો વતનદાર કહેવાયછે.** વતનદાર લોકોને પેદાશનો મુખ્ય આધાર જમીન ઉપર રાખવો પડેછે.

૨૬૪. સ્વપરાક્રમથી, સ્વદેશના છત્રપતિઓને સંકટ સમયે મદદ આપવાથી, સરકાર સેવા ઉઠાવવાને બંધાઈ રહેવાથી, કે લક્ષ્મીનું બળ વધવાથી વતનદાર થઈ શકાયછે.

*વતનદારના પ્રકાર.*

૨૬૫. છત્રપતિઓને સંકટ સમયે મદદ આપનાર **જાગીરદાર, ઈનામદાર**, કે **દેસાઈ** થઈ શકેછે. દેસાઇગીરી કરતાં ઈનામદાર, અને ઇનામદાર કરતાં જાગીરદાર મોટા ગણાયછે. અને તે દરેકને એ બદલ સરકારથી *દસ્તાવેજ કરી આપવામાં આવેછે.

*પસાયતાં વિષે.*

૨૬૬. સરકારની મજૂરી કરવાને બંધાયલા લોકોને જે જમીન મળેછે તેને **પસાયતાં** કહેછે. પસાયતાં ખાનાર લોકોને પણ સરકારથી આપેલી જમીન બાબતમાં દસ્તાવેજ આપવામાં આવેછે. હજામ, કુંભાર, મોચી, વાઘરી વગેરે હલકી વર્ણના લોકોને સરકારની મજૂરી ઉઠાવવાના બદલામાં પસાયતાં મળેલાં હોયછે.

*વેચાણ કે ઘરાણિયા જમીન વિષે.*

૨૬૭. લક્ષ્મીના બળથી થનાર વતનદાર સવડ પ્રમાણે હરકોઇ પ્રકારની જમીન **વેચાણ** રાખેછે. અથવા એવી જમીનો શરૂઆતમાં **ગીરવી** રાખી લેછે અને તે જ્યારે મૂળ માલિકથી છોડાવી શકાતી નથી ત્યારે લહેણાપેટે ખંડી લેછે. ગીરવી જમીન રાખતાં ગીરવી આપનાર કનેથી જે દસ્તાનેજ લખાવી લેવામાં આવેછે તેને **ઘરાણિયું** અથવા **ગીરવી ખત** કહેછે અને વેચાણ રાખતાં જે દસ્તાવેજ કરાવી લેવામાં આવેછે તેને **વેચાણ ખત** કહેછે.

*જમીન આપવા લેવાનાજમાખરચ વિષે.*

૨૬૮. **હરકોઇ પ્રકારની જમીન વેચાણ રાખતાં આપેલા રોકડા રૂ. જે તે પ્રકારની જમીનને ખાતે ઉધારવા. એટલે ખેતર હોય તો ખેતરખાતે, ઘર હોય તો ઘરખાતે ઉધારવા; અને તે વેચાણ આપતાં ઉપજેલા રૂ. તેજ ખાતે જમે કરવા.** અને પેટામાં વિગત લખવી.

*ઉધારે જમીન આપવા લેવાના જમાખરચ વિષે.*

૨૬૯. હરકોઇ પ્રકારની **જમીન ઉધારે વેચાણ રાખતાં આપેલા રૂ. જે તે જાતની જમીનખાતે ઉધારીને તે વેચાણ આપનારને ખાતે જમે કરવા.** અને તે **ઉધારે વેચાણ આપવામાં આવે તો લેનારને ખાતે એ રૂ. ઉધારી જે તે જમીનને ખાતે જમે કરવા.**

*ખેતર કે વા*

૨૭૦. **રાખેલાં ખેતર કે વાડીવડે જે પેદાશ થાય એ ઉપજ અગર ગણોતખાતે જમે કરવી. અને સરકાર ખાતે**

---

* દસ્તાવેજો વિષે જૂદો ભાગ પ્રગટ કરવાનો છે.

ડીની પેદાશના જમાખરચવિષે. ઉપજપેટે જે ભરવું પડે તે એ, ખાતે ઉધારવું.

૨૭૧. જો પોતાની જાતે ખેતર ખેડવામાં આવતું હોય તો ઢોરઢાંકનો, મજૂરીનો, બીજનો અને તેને લગતો બીજી જાતનો જે ખરચ કરવામાં આવતો હોય તો તે ખરચ ખેતર ખરચખાતે ઉધારવો.

ખેતર માટે કરેલા ખરચનો જમાખરચ.

૨૭૨. ખેતીમા નફાતોટો જોવો હોય તો ઉપજખાતું અને ખેતર ખરચખાતું મેળવવું. એટલે તે જાણી શકાશે.

ખેતીના નફાતોટા વિષે.

૨૭૩. જ્યારે ખેતર કે વાડી સામા માણસને ખેડવાને આપવામાં આવે છે ત્યારે ખેડુ પાસેથી ખેતર કે વાડીનો માલિક જે દસ્તાવેજ લખાવી લેછે તેને ગણોતનામું કહેછે.

ગણોતનામાની વ્યાખ્યા.

૨૭૪. ખેતરની ઉપજને પેટે સરકારમાં જે રકમ ભરવી પડેછે તેને મહેસૂલ અથવા વિઘોટી કહેછે. વિઘોટીનો દર સરકાર તરફથી મૂકરર કરેલો હોયછે.

વિઘોટીવિષે.

૨૭૫. રાખેલાં ઘર કે દુકાનો વડે થયેલી પેદાશ ભાડાખાતે જમે કરવી. કેમકે ઘર અથવા દુકાનો ભાડે આપ્યા સિવાય પેદાશ થવાનો સંભવ નથી.

ભાડાખાતાનો જમાખરચ.

૨૭૬. જ્યારે મકાન ભાડે આપવામાં આવેછે ત્યારે ભાડે રહેનાર પાસેથી મકાનનો માલિક જે દસ્તાવેજ લખાવી લેછે તેને ભાડાચીઠ્ઠી કહેછે.

ભાડાચીઠ્ઠીની વ્યાખ્યા.

---

## ઇતર પ્રકારની પેદાશ વિષે.

એટલે

### ૬. જાત મહેનત કે એવીજ રીતે હરકોઈ રીતે મેળવેલી પેદાશના જમાખરચ વિષે.

૨૭૭. સામા માણસની નોકરી કરતાં મળેલો પગાર, 'પગાર, ચાકરી-ગુમાસ્તી કે આમદાની ખાતે જમે કરવો.

પગાર જમે કરવા વિષે.

૨૭૮. પરચુરણ મજુરી કરનાર લોકોએ પોતાની પેદાશ પેદાશ

મજૂરી કરતાં મળેલી પેદાશ મજૂરીના મુખ્ય ખાતે જમે થાય.

**ના મુખ્ય ખાતે જમે કરવી.** જેમકે—સોની, સુથાર કે લુહારને ઘડામણીપેટે ઘણીખરી પેદાશ થાયછે માટે તેમણે **ઘડામણીની રકમ ઘડામણ ખાતે** જમે કરવી જોઇએ; લહિયા લોકોએ **લખામણી ખાતે**, જડિયા લોકોએ **જડામણીખાતે**, શીવનારાએ **શીવણખાતે**, ઈ. ઈ. પોતાની મજૂરીના મુખ્ય ખાતે મળેલી પેદાશ જમાં કરવી જોઈએ.

---

## ખરચ વિષે.

એટલે

### ખરચેલી રકમોના જમાખરચ વિષે.

ખરચખાતાની વ્યાખ્યા.

૨૭૯. **જે વાપરેલાં નાણાં પાછાં મળે તેમ ન હોય તેને ખરચ કરેલાં નાણાં કહેછે. અને એવો ખરચ લખવાના ખાતાને ખરચખાતું કહેછે.** દરેક માણસ શક્તિપ્રમાણે ખરચ કરેછે. **જેમ પેદાશખાતાની ઉધારબાજુ ખરચખાતું છે તેમ ખરચખાતાની જમે બાજુ પેદાશખાતું છે** મતલબ કે પેદાશમાંથી ખરચ કરવામાં આવેછે. હમેશાં ખરચેલી રકમનો હિસાબ જાણવામાં આવે તેટલા માટે પેદાશખાતાથી ખરચખાતું નોખું પાડવામાં આવેછે, પણ સાલ આખરે તે પેદાશના મુખ્ય ખાતે લઈ માંડી વાળવામાં આવેછે. **સાધારણ લોકો નામું રાખેછે તો સઘળી જાતના ખરચનાં ખાતાં રાખતા નથી, કેટલાક ગૃહસ્થ અને વેપારી લોકો ખરચખાતાને લગતાં નીચે લખેલાં ખાતાં** રાખેછે.

**અનાજ અથવા ખોરાકી ખાતું, કાપડ અથવા પોષાકી ખાતું, દાગીનાખાતું, વાસણખાતું, ચાંલ્લાખાતું, કન્યાદાન ખાતું. લગ્નખાતું, કારજખાતું, ધરમાદાખાતું, દુકાનખાતું, અને પરચુરણ ખરચખાતું. ઈમારતખાતું, ઢોરખાતું, નોકરચાકરનું પગાર ખાતું,** વિદ્યાભ્યાસખાતું, **ધર્માદાખાતુ**,ઇ. પોતાને અનુકૂળ આવે તેમ ખાતાં રાખેછે.

ખોરાકીખરચખાતાની વ્યાખ્યા.

૨૮૦. **ખાનપાન માટે કરેલા ખરચને ખોરાકી ખરચ કહેછે. અને એવો ખરચ લખવાના ખાતાને ખોરાકી ખરચખાતું** કહેછે. ખોરાકી ખાતામાં ખાનપાનની સઘળી ચીજોનો સમાવેશ થઈ શકેછે.

૨૮૧. **ખાનપાન માટે કરેલો ખરચ ખોરાકી ખરચખાતે** ઉધારવો અને તેમાંની કોઈ રકમ વેચવામાં આવે તો ઉપજેલા **પૈસા** ખોરાકી ખરચખાતે જમે કરવા. જેમકે. માગશર **શુદ ૧૫.** બાજરી કળશી ૧) દા. ૨૮ દેસાઈ ભોગીલાલ હરજીવનને ત્યાંથી રોકડેથી લીધી તો રૂ૨૮) ખોરાકી ખરચખાતે ઉધરે અને પેટામાં તેની વિગત આવે. (જુઓ તે દિવસના રોજમેળ અથવા રોદડમેળમાં.)

ખોરાકીખરચખાતાનો જમાખરચ.

૨૮૨. **ઘરમાં વાપરવા માટે લીધેલા કાપડના ખરચને કાપડ અથવા પોષાકી ખરચખાતું કરેછે.** પોષાકી ખાતામાં પહેરવા ઓઢવાને સારૂ લીધેલાં કાપડનો ખરચ સમાય છે.

પોષાકી ખરચ ખાતાની વ્યાખ્યા.

૨૮૩. **પોષાકને માટે કરેલો ખરચ કાપડ અથવા પોષાકી ખરચખાતે ઉધારવો.** તે પૈકી વેચેલા કાપડની કિમત પોષાકી ખરચખાતે જમે કરવી. જેમકે. મહાશુદ ૧૫. પાઘડી ૧. રૂ૧૫) ની પેંઠની, અને રેશમી ધોતીજોટા ૧) દા. ૧૦) નો, લીધો તે કાપડ ખરચખાતે ઉધરે; અને પેટામાં તેની વિગન લખાય

પોષાકીખરચનો જમાખરચ.

૨૮૪. **ઉંચી જાતની ધાતુના કે મોતી વગેરેના આભુષણ તરીકે કરાવેલા ઘાટને દાગીના કહેછે. અને એનો ખરચ લખવાના ખાતાને દાગીના ખાતું કહેછે.** સોનારૂપાના અને મોતી, માણેક વગેરે ઝવેરાતના દાગીના થઈ શકેછે. દાગીના કરાવી સંઘરવાનો ચાલ જો કે અર્થશાસ્ત્રના નિયમની વિરૂદ્ધછે તોપણ એકરીતે તે બહુ ફળદાતા છે. **નબળી અવસ્થામાં એટલે જ્યારે પૈસાની તંગી પડેછે અને સામા માણસ તરફથી ધીર ઓછી થાયછે ત્યારે ખરા જામીનની ગરજ દાગીના સારેછે.** એટલે એવી વખતે દાગીના ધરવાથી ઘટતું નાણું મળી શકેછે. હમેશાં પોતે ચેનમાંજ રહીશું અને વેપાર રોજગાર સારીરીતે ચાલ્યાંજ કરશે એમ ધરાતું નથી; કેમકે વહાણમાં શું થશે તેની આપણને ખબર નથી માટે **સારા વખતમાં થોડાઘણો બચાવ કરી દાગીના તરીકે કે બીજી કોઇ રીતે નાણું સંગ્રહ કરવા ચિવટ રાખવી જોઇએ.**

દાગીના ખરચ ખાતાની વ્યાખ્યા.

૨૮૫. **ઉંચી જાતની ધાતુના કે ઝવેરાતના દાગીના માટે કરેલો**

દાગીના ખાતાનો જમાખર્ચ.

**ખર્ચ +દાગીના ખર્ચખાતે ઉધારવો. અને તે પૈકી દાગીનો વેચતાં ઉપજે તે તેજખાતે જમે કરવું. જેમકે—**

મહા શુદ ૧૫ હેમ તોલા ૩ાા દા. ૨૦ ના ભાવે લઈને ગળુબંધ કરાવ્યો. તો રૂ૭૦) દાગીના ખરચખાતે ઉધરે અને પેટામાં વિગત લખાય.

એરખી ૧ રૂ૨૦૧) માટે ઘરમાં હતી તે હરીદામોદર પંડિતને રોકડેથી આપી તો રૂ૨૦૧) દાગીના ખરચખાતે જમે થાય અને પેટામાં વિગત આવે.

( જુઓ તે દિવસના રોજમેળ અથવા રોકડમેળમાં.)

**૨૮૬. ઘરમાં વાપરવાને માટે ખરીદેલાં ધાતુપાત્રને*વાસણ કહેછે.**

વાસણ ખરચ ખાતાની વ્યાખ્યા.

**અને તેનો ખરચ લખવાના ખાતાને વાસણ ખાતું કહે છે.** ખાનપાનની વસ્તુઓને માટે અનેક જાતનાં વાસણો ભારે કે હલકી ધાતુનાં ખરીદવાં પડે છે.

**૨૮૭. વાપરવા માટે ખરીદેલાં ધાતુનાં વાસણનો ખરચ વાસણ ખરચખાતે ઉધારવો. જો તે પૈકી કોઇ વાસણ વેચવામાં આવે તો ઉપજેલા પૈસા તેજ ખાતે જમે કરવા જેમકે**

વાસણ ખરચખાતાનો જમા ખરચ.

ત્રાબાનું બેડું ૧ શે. ૭ાા, ત્રાંબાનો નળો ૧ શે. ૮ દા. ૦ાા– ના ભાવે રાખ્યાં. તો. ૮ાા૯ાા વાસણ ખરચખાતે ઉધરે. (જુઓ પ્રથમ ચૈત્ર શુદ ૧૦ ના રોજમેળ અથવા રોકડ મેળમાં.

**૨૮૮. લગ્ન પ્રસંગે અથવા માઠે અવસરે એક બીજાની ઘેર વ્યવહાર કરવો પડે છે** તેને ચાંલ્લાનો અથવા પાઘડીનો ખરચ કહે છે. અને તે **ખરચ લખવાના ખાતાને ચાંલ્લા ખાતું કહે છે.**

ચાંલ્લા ખરચ ખાતાની વ્યાખ્યા.

શુભ પ્રસંગે કરેલો વ્યવહાર ચાંલ્લો કહેવાયછે અને માઠે અવસરે કરેલા વ્યવહાર ને પાઘડીનું આપ્યું કહે છે. આપણે ત્યાં સામો માણસ એ વ્યવહાર જે પ્રમાણે કરી જાય તે પ્રમાણે તેને ત્યાં આપણે કરવો પડે છે માટે તેનો દાખલો રહેવા ઘણાખરા લોકો આ ખાતું રાખેછે.

---

+ ઘરમાંના બધા દાગીના માલમ પડવા સારૂ કેટલાક લોકો દાગીનાવહી રાખે છે. તેમજ રાચરચીલા માટે જણશવહી રાખે છે.

* માટીનાં પણ વાસણો થાયછે પરંતુ તે વાસણો ટકાઉ વસ્તુમાં ગણાતાં નથી તેથી તે ખરીદતાં કરેલો ખરચ પરચુરણ ખરચખાતામાં સમાવવાનો રિવાજ છે. જે વસ્તુઓ ટકાઉ હોય છે તેજ વસ્તુઓ રાચમાં ગણાય છે અને તેનો ખરચ જાણવાને મરજીરૂપ ખાતાં પાડવામાં આવે છે.

**૨૮૯. સારે માઠે અવસરે કરેલા વ્યવહારનો ખરચ ચાંલ્લા ખરચખાતે ઉધારવો.** અને એવી રીતે પોતાને ત્યાં આવેલી રકમ ચાંલ્લા ખાતે જમે કરવી.

ચાંલ્લા ખરચખાતાનો જમા ખરચ.

**૨૯૦. કન્યાને દાનમાં આપેલી રકમ કન્યાદાન ખરચખાતે ઉધારવામાં આવેછે.** એવી રકમપર દાન લેનારી કન્યાનોજ હક રહેછે અને તે સ્ત્રીધન કહેવાય છે.

કન્યાદાનનો જમા ખરચ.

**૨૯૧. લગ્નાદિ શુભ પ્રસંગ માટે કરેલો ખરચ લગ્ન ખરચખાતે ઉધારવામાં આવે છે.** પલ્લા તરીકે આપેલી રકમપર વરકન્યાનો હક ગણવામાં આવે છે અને તે ત્રીજે ઠેકાણે વરકન્યાના નામે જમે મુકાવવું પડે છે.પરંતુ આપત્તિ કાળે સ્ત્રીની ખાસ ઇચ્છા સિવાય પુરૂષને તે રકમમાંથી કંઈ રકમ મળી શકતી નથી. પલ્લાને પણ સ્ત્રીધન કહે છે. કેમકે સ્ત્રીની હયાતીમાં તેપર પુરૂષનો હક ચાલતો નથી.

લગ્ન ખાતાનોજમા ખરચ.

**૨૯૨. મરનારના કારજ માટે કરેલો ખરચ કારજ ખરચખાતે ઉધારવામાં આવે છે.**

કારજ ખાતાનો જમા ખરચ.

**૨૯૩. પરોપકાર માટે વાપરેલી રકમ ધર્માદા ખરચખાતે ઉધારવામાં આવે છે.** ઘણાખરા લોકો પોતાની કમાણીનો દશાંશ ભાગ પ્રતિવર્ષે ધર્માદામાં વાપરે છે. દેવસ્થાન, બાળરક્ષક ગૃહ, પાંજરાપોળ, નિશાળો, ગૌશાળા અને એવી ઘણી જગો દાન આપવાનાં ઠેકાણાં છે.

ધર્માદા ખાતાનો જમા ખરચ.

**૨૯૪. દુકાનને અંગે ગુમાસ્તા વગેરે રાખવા પડે છે, માટે તે સંબંધીનો ખરચ દુકાન ખરચખાતે ઉધારવામાં આવે** દુકાનનું ભાડું, ગુમાસ્તા વગેરે બાબતમાં દુકાનને અંગે થતો ખરચ તેમાં સમાવવામાં આવે છે.

દુકાનખાતાનો જમાખરચ

**૨૯૫. ઘરના કામકાજ માટે કરેલા પુટકળ ખરચને પરચુરણ ખરચ કહે છે અને એવો ખરચ લખવાના ખાતાને પરચુરણ ખરચખાતું કહે છે.** પરચુરણ ખરચખાતામાં ઘણી બાબતોના પરચુરણ ખરચનો સમાસ થઈ શકે છે જેમકે

પરચુરણ ખરચ ખાતા વિષે.

વૈતરૂ (મજુરી), ગાડીભાડું *ઘરભાડું, દાગીનાને લગતી મજૂરી, રંગામણી, +ધોવરામણી, +ધોળામણી, દળામણી, ખંડામણી, સંચરામણી, દૂધ અને શાકાદિ ખરચ, દવા ખરચ, મકાનની મરામતનો ખરચ, ×વિદ્યાભ્યાસ ખરચ, ઢોરઢાંકનો ખરચ, પરચુરણ ખેરાત, ટપાલ ખરચ, લખામણી ખરચ, ×સાક્ષી ખરચ, ×વકીલ ખરચ, વાસણની દુરસ્તીનો કે કલાઈ દેવરાવ્યાનો ખરચ, +રાચરચીલાંનો ખરચ, બળતણ ખરચ, *નોકર ચાકરના પગારનો ખરચ—નાણાં ફેરફારનો વટાવ—હુંડિયામણનો, માટીનાં વાસણનો, હજામતનો વેરો, અને ભણામણી ખરચ જેવાંકે ચોપડીનો—ફીનો—ખાનગી શિક્ષક રાખ્યાનો વગેરે.

**૨૫૬. ખરચખાતાની જે રકમ ઉધારે લાવવી પડે તે રકમના પૈસા ખરચખાતે ઉધારીને, ઉધારે આપનારને ખાતે જમે કરવા.**

ખરચખાતાની રકમ ઉધારે લાવ્યાનો જમા ખરચ.

**૨૫૭. ખરચખાતાને માટે નાણાં ફેરફાર કરતાં વટાવ આપવો પડે કે હુંડી કરાવતાં હુંડિયામણ ખરચ પડે તે ખરચ ખાતેજ ઉધારવો.**

ખરચને પેટે આપેલા વટાવ હુંડિયામણનો જમાખરચ.

**૨૫૮. સરકારમાં ઈન્કમટેકસ કે બીજો વેરો ભરવો પડે તો વેરાપેટે ભરેલી રકમ વેરા ખરચખાતે, કે ઈન્કમટેકસ ખાતે કે ખરચ ખાતે ઉધારી પેટામાં વેરો લેનારે આપેલી પાવતીનો નંબર વગેરે નોંધી લેવું.**

ઈન્કમટેકસ કે વેરો ભર્યાનો જમાખરચ.

---

## ઉપરટપકા વિષે.

**૨૫૯. અરસ્પરસ આપેલી રકમો યાદ રાખવા માટે કાચી નોંધ કરવામાં આવેછે તેને ઉપરટપકું કહેછે.** જ્યારે લેવડદેવડની રકમ જેને તેને ખાતે ચઢાવવાની ન હોય ત્યારે ઉપરટપકાનો ઉપયોગ કરવામાં આવેછે. ભાગીદારોની વાંધાભરેલી રકમ, ઉછીની ર-

ઉપરટપકાની વ્યાખ્યા.

---

* કેટલાક ઘરભાડા બાબત ભાડા ખરચખાતું; ધોવરામણી બાબત ધોબી ખાતું; ધોળામણી બાબત તથા મકાનની મરામત બાબત ઇમારત ખરચખાતું; વિદ્યાભ્યાસ ખાતું, તથા પુસ્તક ખાતું; ઢોરઢાંકને માટે ઢોર ખરચખાતું; ટપાલ ખરચ અથવા કાગળ ખરચખાતું; સાક્ષી અને વકીલ ખરચ માટે કોર્ટ ખરચખાતું, અને રાચરચીલાને માટે જણશ ખરચખાતું રાખે છે.

કમ, જાંગડ માલ, કાર્ટ ખરચ, પરગામ ખરચવા સારૂ લીધેલી રકમ, અને શિલકમાંની વધઘટ ઉપરટપકે લખવામાં આવેછે.

ઉપરટપકું લખવાની રીત ૧ લી.

**૩૦૦. લીધેલી કે આપેલી રકમ ચાલતા મેળમાં જેને તેને ખાતે જમાઉધાર કરવી અને તે રકમ ઉપરટપકાની છે એમ જણાવવાને સારૂ રકમને ડાબે પાસે 'ઉ' કરવું.**

( જુઓ જેઠ શુદ ૧ મે. ભીખાભાઈ ફતાભાઇને આપેલી અને જીભાઈ ગોકળદાસની આવેલી રૂ૫૧) ની રકમ ઉપરટપકે લખી છે.)

ઉપર ટપકું લખવાની રીત ૨ જી.

**૩૦૧. લીધેલી કે આપેલી રકમ જે તે તારીખની જણશ કાઢતાં બતાવવી.** એવી રીતે કે. **अ**. જો ઉપરટપકાની રકમ દેવી હોય તો જણશ કાઢતાં પેઠામાં ફેડ લખવી. એટલે શિલક હોય તેમાં ઉપરટપકાની રકમ ઉમેરીને 'રોકડા' એમ લખવું. પછી તેમાંથી ઉપરટપકાની રકમ બાદ કરવી. એટલે નક્કી શિલક નીકળશે. જેઠવદ ૬ રૂ૧૫ રૂખી બેન મૂકી ગયાં છે તે ઉપરટપકે જમે રાખ્યા છે.

**ब**. જો ઉપરટપકાની રકમ લહેણી હોય તો જણશ કાઢતાં રહેલી રકમનો આંકડો મૂકી લખવું કે 'રોકડા' અને ઉપરટપકે રહેલી રકમનો આંકડો મૂકી લખવું કે 'લહેણા' પછી તે બેના સરવાળા જોગ શિલક રહી કહેવાય. (જુઓ જેઠ વદ ૬ રૂ૫ ભાઈ ચુનીલાલને નામે આપ્યા છે તે ઉપરટપકે રાખેલા છે.)

---

## દરરોજનો જમાખરચ નક્કી કરવા વિષે.

જમા ખરચ થઈ રહ્યા પછી જમાઉધાર બાજુએ સરવાળા લેવા.

**૩૦૨. જમાઉધારની તમામ રકમો લખાઈ રહે એટલે** વિગત લખવાના હાંસિયામાં નાની બેવડી લીટીઓ દોરી ચાલતા દિવસમાં **જમા બાજુએ અને ઉધાર બાજુએ જમાખરચમાં આવેલી રકમોના સરવાળા મૂકવા.**

( જુઓ દરેક રોજમેળ અથવા રોકડમેળમાં )

જમાના સરવાળામાં શ્રી પુરાંતની રકમ ઉમેરવી.

**૩૦૩. ચાલતા દિવસે જમા થયેલી રકમોનો જે સરવાળો આવ્યો હોય તેમાં તે દિવસે શ્રી પુરાંત બાકીની જે રકમ હોય તે ઉમેરતાં આવેલો સરવાળો ફરીથી બીજી લીટીએ ટાંકવો.**

(જુઓ દરેક રોજમેળ અથવા રોકડમેળમાં. )

**૩૦૪. ચાલતા દિવસમાં શ્રીપુરાંત સાથે જમાનો જે સરવાળો**

શ્રીજણશકા ઢવાની રીત.

**થાય તેમાંથી ઉધાર બાજુનો થયેલો સરવાળો બાદ કરવો. બાકી રહે** તે ચાલતા દિવસમાં **શ્રી જણશે એટલેશિલકે રહ્યું કહેવાય.** (જુઓ દરેક રોજમેળ અથવા રોકડમેળમાં.)

૩૦૫. ઉપર પ્રમાણે બાદ કરતાં **જણશને માટે** જે **આંકડો રહે** તે

શ્રી જણશ મેળવી જોવાની રીત.

**આંકડો કોથળીમાં રહેલા નાણા સાથે સરખાવી જોવો જો તે બરાબર મળે તો લખેલું નામું ખરૂં સમજવું અને** તે પ્રમાણે ન મળે તો નામું લખવામાં ભૂલછે એમ સમજવું. (ભૂલ સુધારવા વિષે જુઓ આગળ.)

૩૦૬. **કોથળી સાથે** મેળવતાં બાકી રહેલી **જણશ મળે એટલે ઉ-**

શ્રી જણશે લખવાની રીત.

**ધાર બાજુએ** એક આડી લીટી દોરી **લખવું** કે **શ્રી જણશે અથવા શિલકે.** અને તેના પેટામાં **નાણાંની જાતવાર ફોડ બતાવવી.** (જુઓ દરેક રોજમેળ અથવા રોકડમેળમાં.)

૩૦૭. **ઉધાર બાજુએ** ઉપર પ્રમાણે **જણશનો આંકડો લખ્યા પ-**

ઉધારબાજુ નો કુલ સરવાળો લેવા વિષે.

**છી ઉધારની તમામ રકમોનો સરવાળો લેવો** અને બેવડી લીટી દોરીને લખવો.

(જુઓ દરેક રોજમેળ અથવા રોકડમેળમાં).

૩૦૮. **જ્યારે જમાંઉધાર બાજુના એકંદર સરવાળા બરાબર મ-**

મેળ મેળવવા વિષે.

**ળી રહેછે ત્યારે તેને રોજમેળ અથવા મેળ મળ્યો કહેછે.** (જુઓ રોજમેળ અથવા રોકડમેળમાં.

૩૦૯. **જ્યારે આવતા દિવસ માટે શિલક કાઢી રોજમેળ બંધ**

રોજમેળ બંધ કરવા વિષે.

**કરવામાં આવેછે ત્યારે તેને રોજમેળ બંધ કર્યો કહેછે.**

૩૧૦. **જે દિવસે મેળ લખવાનું ન હોય તે દિવસે મેળ બંધ**

રોજમેળ બંધ રહેવા વિષે.

**રહ્યો કહેછે.** મેળ બંધ રહેલા દિવસોએ ઠાલી શિલક દોરવાનો રિવાજ ઘણાખરા ભાગે નથી.

(જુઓ ચોપડામાં બંધ રહેલી મીતિઓ લખી નથી.)

૩૧૧. **જેમ જેમ જમાખરચ લખાતો જાય તેમ તેમ દરેક ધણીના**

જમાખરચમાંઆવેલી રકમો ખાતે ચઢાવવા વિષે.

**ખાતાની રકમ ખાતાવહીના ચોપડામાં ખતવવી અ-** ને ખતવ્યાની ખાત્રીને સારૂ **મેળમાં દરેક ખાતાના પેટામાં** ખાતાવહીનું પાનું **ટાંકવું. તથા રકમને માથે (I) નિશાન કરવું.** (જુઓ દરેક ચોપડામાં.)

---

# આખર સાલના જમાખરચ વિષે.

એટલે

## દરેક વર્ષ આખરે ખાતાવાર લહેણદેણ નક્કી કરવા વિષે.

૩૧૨. જે નામામાં સાલ આખરે નક્કી કરેલાં વ્યાજ વગેરે બાબતોના જમાખરચ નાખવામાં આવેછે તેને જમાખરચી નામું કહેછે.

*જમાખરચી નામાની વ્યાખ્યા.*

૩૧૩. જે દિવસના રોજમેળમાં જમાખરચી નામું લખવામાં આવેછે તેને જમાખરચી રોજમેળ કહેછે ઘણું કરીને આસો વદ ૦)) ની મીતિનો જમાખરચી* મેળ દોરવામાં આવેછે. જમાખરચી મેળ દોરતા પહેલાં ખાતાદારને ખાતે જમાખરચની સઘળી રકમો ખતવાઇ છે કે નહીં તેની ખાત્રી કરવી જોઇએ.

*જમાખરચી મેળનીવ્યાખ્યા.*

૩૧૪. જમાખરચી મેળમાં વ્યાજનો, આડતનો અને માંડીવાળવા જોગ ખાતાનો જમાખરચ આવેછે.

*જમાખરચી મેળમાં આવનાર બાબતો.*

૩૧૫. ખાતાદારના ખાતાનાં વ્યાજ વ્યાજની સમજુતીમાં કહ્યા પ્રમાણે વ્યાજવહીના ચોપડામાં અરસ્પરસ ખાતાની રકમો મેળવીને ગણવાં. (જુઓ વ્યાજ વિષેમાં.)

*આખરસાલે વ્યાજ નક્કી કરવા વિષે.*

૩૧૬. આડત રાખનારા ખાતાદારો સાથેની હુંડીઓ તથા માલની આડત ગણીને નક્કી કરવી. એવી રીતે કે ખાતાદારને ખાતે એ બાબતમાં ઉધરેલી રકમનો સરવાળો લેવો પછી તે ઉપર જે ભાવ ઠરાવેલો હોય તે પ્રમાણે આડત ગણવી. તેમ કરતાં આડતની જે રકમ આવે તે ખાતાદારને ખાતે ચઢાવીને આડતખાતે જમે‡ લેવી. (જુઓ જમાખરચી મેળ.)

*આડત ગણવાની રીત.*

---

* કાઠિયાવાડમાં અચડનો મેળ કહેછે. હમેશાં વર્ષ આખરના દિવસેજ જમાખરચી મેળ દોરાય છે.

‡ કેટલાક સરાફો આડતખાતે જમે નથી કરતા. કેમકે વ્યાજ ગણીને નક્કી કર્યા પછી તેની તારીજમાં આડતની રકમ તથા કાગળનો ટીકટ ખરચ ઉધરેલી રકમપર ગણીને વધારી લેછે એટલે તે રકમ જમાખરચમાં આવેછે.

૩૧૭. સાલ આખરે ખાતાદારને ખાતે સઘળો જમાખરચ ખતવાઈ રહે એટલે દરેક ખાતામાં જમા બાજુનો સરવાળો જમે તરફ, અને ઉધાર બાજુનો સરવાળો ઉધાર તરફ વિગત લખવાના હાંસિયામાં બેવડી લીટીઓ દોરી લખવા.

સાલઆખરે દરેકખાતામાંજમાઉધાર બાજુનાસરવાળાલેવા

૩૧૮. ખાતામાં જમા બાજુએ આવેલા સરવાળામાંથી ઉધારનો સરવાળો બાદ કરવો જો બાદ કરતાં બાકી વધે તો વધેલી રકમ ખાતાદારને દેવી રહી એમ સમજવું.

જમેમાંથીઉધારનીરકમબાદ કરતાં વધેતે દેવી કહેવાય.

૩૧૯. ખાતામાં જમા બાજુએ આવેલા સરવાળામાંથી ઉધારનો સરવાળો બાદ જતો ન હોય તો ઉધારના સરવાળામાંથી જમેનો સરવાળો બાદ કરવો. બાદ કરતાં જે વધે તે રકમ ખાતાદારને ખાતે લહેણી રહી સમજવી.

ઉધારમાંથી જમેની રકમબાદ કરવી પડે તો વધેલી રકમ લહેણી કહેવાય.

૩૨૦. ખાતામાં જમાઉધાર બાજુના સરવાળા સમાન થયા હોય તો લહેણદેણ ન રહ્યું સમજવું. એવાં ખાતાંને વસૂલ થયેલાં ખાતાં કહેછે.

વસૂલ થયેલાં ખાતાં વિષે.

૩૨૧. ખાતાદારનું ખાતું વસૂલ થયેલું જાણવાને માટે દરેક બાજુએ સળ પુરાઈ જાય તેવડી બેવડી લીટીઓ દોરવી.

વસૂલ થયેલું ખાતું જાણવાની રીત.

૩૨૨. લહેણદેણ રહેલાં ખાતાંના બે પ્રકાર પાડી શકાયછે.

ખાતાંનાપ્રકાર. અ. ચાલુ રાખવાનાં. બ. માંડીવાળવાનાં.

૩૨૩. જે ખાતાંમાં સાલ આખરે નીકળેલું લહેણદેણ નવી સાલમાં અદા કરવાનું છે તેવાં ખાતાંને ચાલુ રાખવાનાં ખાતાં કહેછે. આસામીવાર લહેણદેણનાં ખાતાંને ચાલુ રાખવાનાં ખાતાં કહેછે.

ચાલુ રાખવાં પડે એવાં ખાતાં વિષે.

(જુઓ શામળ નથુભાઈ વગેરેનાં ખાતાં.)

૩૨૪. ચાલુ રાખવાનાં ખાતાંમાં જે રકમ દેવી પડતી હોય તે રકમ ઉધાર તરફ લખીને લખવું કે બાકી દેવા. અને જે રકમ લહેણી રહેતી હોય તે રકમ જમે

ચાલુરાખવાનાં ખાતાં જુની ખાતાવહી-

માં સરભરકરી નવી ખાતાવહી માંલેવાનીરીત.

તરફ લખીને લખવું કે બાકી લહેણા. પછી જમા ઉધાર બાજુના સરવાળા લેવા. એટલે તે ખાતાં જુની ખાતાવહીમાં વસૂલ થઈ જશે. પછી વસૂલ થયેલું જાણવા માટે ક. ૩૨૧ પ્રમાણે લીટીઓ દોરવી. અને તેની નીચે દેવી રકમ હોય તે જમે તરફ 'બાકી દેવા' લખીને; અને લહેણી રકમ હોય તે બાકી લહેણા ઉધાર તરફ લખીને ટાંકવી. પછી નવી ખાતાવહીમાં એ દરેક ખાતાદારનાં ખાતાં પાડીને ખાતામાં ખતવવી. ખતવ્યા પછી નવી જુની ખાતાવહીનાં અરસપરસ પાનાં સાંકળવાં— (જુઓ ખાતાવહીમાં)

માંડી વાળવાનાં ખાતાં વિષે.

૩૨૫. જે ખાતાં શેઠને ખાતે એટલે નામાના માલિકને ખાતે સમાવવામાં આવે છે તેને માંડીવાળવાનાં ખાતાં કહે છે. ઘણું કરીને કોઇ આસામીનાં ખાતાં માંડી વાળવા જોગ હોતાં નથી. પરંતુ દરેક સાલમાં પ્રત્યેક જાતની આવકજાવક એટલે પેદાશ અને ખરચની હકિકત જાણવાને માટે આસામી જેવાં પાડેલાં કલ્પિત ખાતાં માંડીવાળવાનાં હોય છે.

માંડીવાળવાનાંખાતાંના પ્રકાર.

૩૨૬. માંડીવાળવા જોગ ખાતાં બે પ્રકારનાં છે એ પેદાશવાર ખાતાં ને ખરચવાર ખાતાં.

પેદાશનાંખાતામાં એક મુખ્યખાતુંરાખવું.

૩૨૭. પેદાશવાર ખાતાં પૈકી જે ખાતાની વધારે પેદાશ થતી હોય તેને પેદાશવાર ખાતાંમાં મુખ્ય ખાતું ઠરાવવું. જેમકે વ્યાજુ ધંધો મુખ્ય હોય તો વ્યાજ ખાતું, અને સામાન્ય વેપાર હોય તો વટાવ ખાતું પેદાશવાર ખાતાંમાં મુખ્ય કહેવાય. આનામામાં વટાવખાતું મુખ્ય રાખ્યું છે.

ખરચવાર ખાતામાં એક મુખ્ય ખાતું રાખવું.

૩૨૮. ખરચવાર ખાતાં પૈકી જે ખાતાંમાં સઘળા પ્રકારના ખરચ ખાતાનો સમાસ થાય એવા ખાતાને ખરચખાતાંનું મુખ્ય ખાતું ઠરાવવું. જેમકે ખરચખાતામાં દાગીના વગેરે ખાતાં અને ખોરાકી પોશાકી વગેરેને માટે ખરચખાતું રાખ્યું હોય તો તે સઘળાં ખરચખાતાના પેટામાં સમાય. આ નામામાં ખરચવાર ખાતાંમાં મુખ્ય ખાતું પરચુરણ ખરચખાતું છે.

૩૨૯. પેદાશવાર ખાતાં પેદાશના મુખ્ય ખાતે અને ખરચવાર ખાતાં ખરચના મુખ્ય ખાતે સમાવતા પહેલાં કલમ ૩૧૮–૩૧૯ કહ્યા પ્રમાણે દરેક ખાતામાં જમા ઉધારના સરવાળા ટાંકવા.

ખાતાં માંડીવાળતા પહેલાં જમા ઉધારના સરવાળા કરવા.

૩૩૦. પેદાશના મુખ્ય ખાતાંમાં જેમ વ્યાજ ખાતાનો, હુંડિયામણ ખાતાનો, અને એ વગેરે બીજાં પેદાશવાર ખાતાંનો સમાસ થાયછે તેમ માલની લેવડદેવડ માટે રાખેલા ખરીદ વકરાખાતાનો પણ સમાસ થાયછે.

પેદાશના મુખ્ય ખાતે ખરીદ વકરા ખાતું પણ સમાયછે.

૩૩૧. પેદાશના મુખ્યખાતે પેદાશવાર ખાતાં એટલે વ્યાજ વગેરે ખાતાં સમાવવાં હોય તો તે દરેકખાતે જે લહેણું પડતું હોય તે ઠરાવેલા પેદાશના મુખ્યખાતે ઉધારીને જમે કરવું. અથવા દેવું પડતું હોય તો ઠરાવેલા પેદાશના મુખ્ય ખાતે જમે કરીને ઉધારવું. જેમકે—

પેદાશના મુખ્યખાતે પેદાશવાર ખાતાં સમાવવાનીરીત.

વ્યાજખાતું, હુંડિયામણ ખાતું વટાવખાતે સમાવ્યું છે.

( જુઓ આસોવદ ૦)) નો જમાખરચી મેળ અથવા નોંધવહી. )

૩૩૨. જ્યારે આખરસાલે ખરીદ વકરાખાતે માલ શિલક રહેતો નથી ત્યારે ખરીદ વકરાખાતું પણ પેદાશના મુખ્ય ખાતે સમાવવાનો રિવાજ છે.

ખરીદવકરા ખાતું ક્યારે માંડીવળાય. ?

૩૩૩. ખરીદ વકરાખાતામાં કલમ ૩૧૮–૩૧૯ મા કહ્યા પ્રમાણે જમા ઉધારના સરવાળા કર્યા પછી વધઘટ તપાસવી. જો જમેપાસુ વધારે હોય તો ચાલુ સાલમાં વધારા જેટલો નફો થયો સમજવો અને ઉધારપાસુ વધારે હોય તોચાલુ સાલના વેપારમાં એ વધારા જેટલી ખોટ ગઈ સમજવી.

ખરીદવકરા ખાતાંમાં નફો તોટો જાણવાની રીત–૧ લી.

૩૩૪. ખરીદ વકરાખાતે જે રકમ દેવી રહેતી હોય તે પેદાશના મુખ્યખાતે જમે કરીને ઉધારવી અને લહેણી રહેતી હોય તો પેદાશના મુખ્યખાતે ઉધારીને જમે કરવી એટલે ખરીદ વકરાખાતું સરભર થશે.

પેદાશના મુખ્યખાતે ખરીદ વકરાખાતું સમાવવાની રીત.

૩૩૫. જ્યારે સાલ આખરે ખરીદ વકરાખાતે માલ રહેલો હોય

ખરીદ વકરાખાતું ક્યારે માંડી વળાતું નથી.

**ત્યારે ખરીદ વકરાખાતું ઘણુંકરીને માંડી*વાળવામાં આવતું નથી.** એટલે બાકી રહેલું લહેણુ દેણુ તે ખાતે ચાલુ રાખવામાં આવેછે અને તે કલમ ૩૨૪ પ્રમાણે ચાલુ રાખવાનાં ખાતાંની પેઠે નવી ખાતાવહીમાં લેવામાં આવેછે.

ગમેતે વખતે ખરીદ વકરા ખાતાનો નફોતોટો જાણવાનીરીત.૨-જી

૩૩૬. **જ્યારે ખરીદ વકરાખાતું માંડી વાળ્યું ન હોય અને નફોતોટો જાણવો હોય ત્યારે એક જૂદા કાગળપર ખરીદ વકરાખાતાના જમાઉધારના સરવાળા ટાંકવા તથા શિલક રહેલા માલની કિમત પડતર ભાવે ગણીને જમે કરવી. પછી જમાઉધારના સરવાળાને મેળવવા જો જમેનો સરવાળો વધારે થયો હોય તો તેના વધારા જેટલો નફોથયો કહેવાય અને ઉધારના સરવાળા કરતાં જમેનો સરવાળો જેટલો ઘટ્યો હોય તેટલી ખોટ ગઈ કહેવાય.**

ખરચના મુખ્યખાતે ખરચવાર ખાતાં સમાવવાની રીત.

૩૩૭. **ખરચના મુખ્ય ખાતે સઘળાં ખરચવાર ખાતાં સમાવવાં એટલે ખરચખાતાંમાં ઘણું કરીને લહેણુંજ હોયછે માટે લહેણી રકમ ખરચના મુખ્ય ખાતે ઉધારીને જમે કરવી. કદાચિત કોઈ ખાતામાં દેવું પડતું હોય તો તે રકમ ખરચના મુખ્ય ખાતે જમે કરીને ઉધારી લેવી એટલે ખરચવાર ફૂટકળ ખાતાં સરભર અથવા વસૂલ થઈ જશે.** જેમકે—ખોરાકી ખરચખાતું, પોષાકી ખરચખાતું વગેરે ખરચખાતામાં પડેલું લહેણું પરચુરણ ખરચખાતે ઉધારીને જમા કર્યું છે.

(જુઓ જમાખરચી મેળમાં.)

છેવટે પેદાશના મુખ્યખાતેખરચખાતાંનું મુ-

૩૩૮. **પેદાશવાર ખાતાં પેદાશના મુખ્ય ખાતે નાખવાથી અને ખરચવાર ખાતાં ખરચના મુખ્ય ખાતે નાખવાથી ઘણાં ફૂટકળ કલ્પિત ખાતાં બંધ થશે અને માત્ર**

---

* કેટલાક માંડીવાળેછે તો તે માંડીવાળવાની એવી રીતછે કે. શિલકે રહેલો માલ વેચી નાખ્યો સમજીને તેની કિમત પડતર ભાવ પ્રમાણે ગણી વકરા ખાતે જમે કરેછે અને સરવાયામાં શિલક ઉમેરતી વખતે શિલકના (શ્રીજણસના) પેટામાં રોકડા અને માલના રૂા. નો આંકડો બતાવેછે. પછી નવી સાલના પહેલા મેળમાં તે માલ ખરીદખાતે ઉધારી વાળેછે. **એટલે નવી સાલમાં ખરીદ વકરાખાતું નવેસરથી ઉભું થાય છે.**

ખાતાં સમાવવાની રીત.

બે બે ખાતાં માંડીવાળવાનાં રહેશે એ બે ખાતાં પણ માંડી વાળવામાં આવેછે. પેદાશ ખાતાની ઉધાર બાજુ ખરચખાતું છે એટલે પેદાશ ખાતા પૈકી ખરચ કરવામાં આવેછે માટે એકંદર ખરચ સમાવેલું ખરચનું મુખ્ય ખાતું પેદાશના મુખ્ય ખાતે સમાવવામાં આવેછે. એવી રીતે કે ખરચખાતાંના મુખ્યખાતે લહેણું હોય તે પેદાશના મુખ્ય ખાતે ઉધારીને જમે કરવું. એટલે ખરચખાતું વસૂલ થઈ જશે અને ફક્ત પેદાશ ખાતાનું મુખ્ય ખાતું બાકીમાં રહેશે.

પેદાશ ખરચનાં ખાતાં મેળવવાથી આખી સાલનો પેદાશ ખરચનો આંકડો તથા નફોતોટો જણાય છે.

૩૩૯. પેદાશ ખરચનું મુખ્ય ખાતું જોવાથી આખી સાલના પેદાશ ખરચનો આંકડો માલૂમ પડેછે. એટલે એ પ્રમાણે પેદાશના મુખ્યખાતે સઘળાં ખાતાં સમાવ્યા પછી જમાઉધાર બાજુએ સરવાળા મૂકવા. જમાના સરવાળા જોગ પેદાશ અને ઉધારના સરવાળા જોગ ખરચ આખા વરસમાં થયો કહેવાય. પછી તે બે સરવાળા સરખાવવા જો જમે કરતાં ઉધારનો સરવાળો ઓછો હોય તો ચાલુ સાલમાં ખરચ કાઢતાં એ વધારા જોગ રકમ નફાતરીકે રહી સમજવી. અને ઉધાર કરતાં જમેનો સરવાળો ઓછો હોય તો ચાલુ સાલમાં એ ઘટતી રકમ જેટલો વધારે ખરચ થયો સમજવો. (જુઓ ખાતાવહીમાં વટાવખાતું.)

પેદાશનું મુખ્ય ખાતું શેઠને ખાતે માંડીવાળવાની રીત.

૩૪૦. પેદાશના મુખ્ય ખાતે રહેલું લહેણદેણ પણ સાલ આખરે માંડીવાળવાનો રિવાજ છે. એવી રીતે કે પેદાશના મુખ્ય ખાતે દેવું પડતું હોય તે શેઠને ખાતે (મૂળ માલિકને ખાતે) જમે કરીને ઉધારવું; અને લહેણું હોય તો મૂળ માલિકને ખાતે એટલે શેઠને ખાતે ઉધારીને જમે કરવું. એટલે પેદાશનું મુખ્ય ખાતું વસૂલ થશે.

(જુઓ ખાતાવહીમાં વટાવખાતું.)

જમાખરચી મેળની રકમો ખાતે ચઢાવી ખાતાં સરભર કરવા વિષે.

૩૪૧. સઘળાં માંડીવાળવાનાં ખાતાંનો જમાખરચ લખાઈ રહે એટલે દરેક ખાતાદારની રકમ ખાતે ખતવવી. પછી દરેક ખાતુંસરભર થયેલું સમજવા સારૂ દરેક બાજુના સળ પુરાઇ જાય તેમ બેવડી લીટીઓ દોરવી.

૩૪૨. છેવટે શેઠનું ખાતું હોય તે માંડી વળાતું નથી માટે તે-

મૂળ માલિક નું ખાતું ચાલું રાખવા વિષે. **મના ખાતાના જમાઉધારના સરવાળા લઇ બાકી રહેલું લહેણદેણ ચાલુ રાખવાનાં ખાતાં પ્રમાણે માંડીને તે ખાતું નવી ખાતાવહીમાં લેવું.**

(જુઓ ખાતાવહીમાં છગનલાલ લલુભાઈનું ખાતું.)

## સરવાયા વિષે.

૩૪૩. સાલ આખરે અથવા માસ. આખરે દેવા લેણાની તારીજ કરવી તેને **સરવાયું કહેછે.**

૩૪૪. સરવાયાના *બે પ્રકાર છે. ૧. કાચું સરવાયું, ૨. પાકું સરવાયું.

૩૪૫. દર મહિને મહિને અથવા ટુંકી મુદતે દેવા લહેણાની કરેલી તારવણીને **કાચું સરવાયું** કહેછે.

૩૪૬. સાલ આખરે દેવા લેહેણાના કરેલી ખરી તારવણીને **પાકું સરવાયું** કહેછે.

૩૪૭. સહીયારો વેપાર વહેંચી લેવાનો હોય, દુકાનમાંની વધઘટ જાણવાની અગત્ય હોય, અથવા સાલ આખરે હિસાબ મુકરર કરવો હોય ત્યારે સરવાયું કાઢવાની જરૂર પડેછે.

૩૪૮. સરવાયાની રીત—સરવાયું કાઢવાની મીતિ લખી નીચે જમાં ઉધાર દોરવા. ખાતાવહીમાં જે જે ખાતે દેવું પડતું હોય તે તે ખાતે સરવાયામાં જમાં લેવું; ને લેણું પડતું હોય તે તે ખાતે સરવાયામાં ઉધારમાં લેવું. પછી તે વર્ષની શરૂઆતની શિલક જમાં તરફ ને વર્ષ આખરે ર-

* સરકારી ખાતાંમાં પણ સરવાયું કાઢવામાં આવેછે ને તે રોજમેળમાં કઢાયછે. હલકા વેપારીઓ ખાતાવહીમાં કાઢેછે. અને કેટલાક મોટા વેપારીઓ તેનો ચોપડો જુદો રાખેછે. સરકારી ખાતામાં બે જાતનાં સરવાયાં છે ૧ અવલ સરવાયું, ૨. આખર સરવાયું. સાલ આખરની તારીજને આખર સરવાયું અને નવી સાલની શરૂઆતમાં પાછલી લીધેલી તારીજને અવલ સરવાયું કહેછે. અને તે ઉલટપાલટ લખાયછે. એવી રીતે કે પ્રથમ એક મુકરર ખાતું ઠરાવી પ્રત્યેક ખાતામાં જે લહેણું નીકળતું હોયછે તેટલું તેમાં જમાં કરી લઈ મૂકરર કરેલા ખૂદ ખાતામાં ઉધારી લેછે; તેમજ જે ખાતામાં દેવું પડતું હોયછે તે ઉધારી લઈ. ખૂદ ખાતામાં જમાં કરી લઈને ખાતાં મેળવી દેછે. પછી તે ખૂદ ખાતાની સાથે સાલની શરૂઆતની શિલક જમાં તરફ, અને આખરે રહેલી શિલક ઉધાર તરફ મેળવી જમાં ઉધારના સરવાળા બરાબર મેળવેછે, આખર સરવાયામાં લેણું જમાં તરફ ને દેવું ઉધાર તરફ, ને અવલસરવાયામાં દેવું જમાં તરફ ને લેણું ઉધાર તરફ આવેછે

હેલી શિલક ઉધાર તરફ મેળવી જમાં ઉધારના સરવાળા મેળવવા; જો એમ મેળવતાં બંને તરફના સરવાળા સમાન થાય તો સરવાળું ખરૂં છે એમ જાણવું.

## જમાખરચની ભૂલો સુધારવા વિષે.

૩૪૯. ટાંચણ ઉપરથી કે તુરતાતુરત નામે લખવાનો રિવાજ રાખવાથી નામું લખવામાં ભૂલ થતી નથી. પરંતુ સંભારીને કે એકાળજીથી નામું લખવામાં આવે તો તેમાં ભૂલ થવાનો સંભવછે.

જમાખરચમાં ભૂલ થવાન થવાનું કારણ.

૩૫૦. જમાખરચમાં ત્રણ પ્રકારની ભૂલ થઈ શકે છે.

જમાખરચમાં ત્રણ પ્રકાર ની ભૂલ થાયછે.

**अ**. આપેલી રકમઉધારવી કે લીધેલી રકમ જમે કરવી રહી જાય. **ब**. એક નામે જમેઉધાર કરવાની રકમ બીજાને નામે જમાઉધાર થઈ જાય. **क**. જમે કરવાને બદલે ઉધારી દેવાય અથવા ઉધારવાને બદલે જમે થઈ જાય.

૩૫૧. જો આપેલી રકમ ઉધારવી રહી ગઈ હશે તો ચોપડાની શિલકમાં એ રકમ જેટલો વધારો નીકળશે અને કોથળીમાંમાં તેટલો વધારે નહી હશે. મતલબ કે કોથળી સાથે શિલક મેળવી જોતાં એ વધારાજોગ રકમ ઓછી જણાશે. એમ જ્યારે થાય ત્યારે ઉધારેલી રકમો તપાશી જોઈ જેને ખાતે ઉધારવું જોઇએ તેનું નામ બને તે રીતે શોધી કાઢીને ઉધારવું અને નામું મેળવવું. કદાપિ તે નામ યાદ ન આવે તો *શાહ ખાતે ઉધારીને અથવા ઉપર ટપકે લહેણી કાઢીને નામું મેળવવું.

આપેલી રકમ ઉધારવાનું રહીજાય તેના ઉપાય.

૩૫૨. જો લીધેલી રકમ જમા કરવી રહી ગઈ હશે તો કોથળીમાં એ રકમ જેટલો વધારો માલૂમ પડશે અને ચોપડાની શિલકમાં ઘટાડો જણાશે. એમ જ્યારે બને ત્યારે જમા થયેલી રકમો તપાશી જઈ જેને ખાતે એ રકમ જમે કરવી જોઈએ તેને ખાતે જમે કરીને નામું મેળવવું. કદાપિ તે નામ યાદ ન આવે તો શાહ ખાતે જમે કરીને અથવા ઉપરટપકે દેવી કાઢીને નામું મેળવવું. અને જ્યારે ખરી આસામીનું નામ જડે ત્યારે શાહ ઉપર છેકો મૂકીને તેનું નામ લખી લેવું અથવા શાહખાતે ઉધારીને તેને નામે જમે કરવું અને ઉપરટપકે હોય તો ઉપરટપકું વાળી નાખવું.

લીધેલીરકમ જમે કરવી રહી જાયતેનાઉપાય

---

* કાઠિયાવાડ વગેરે ભાગમાં આ ખાતે લખવાનો રિવાજ છે. એ પ્રમાણે લખવાથી ખરી આસામીને નામે લખવું પડે ત્યારે સહેલથી લખી શકાય છે કેમકે 'શા' ને છેકી જેનું તેનું નામ લખી શકાય છે.

૩૫૩. જો કોઈ રકમ જમે કરવાને બદલે ઉધારી દેવાય તો ચોપડાની શિલકમાં એ રકમથી બમણો ઘટાડો પડશે. અને કોથળીમાં તેના જેટલી રકમ વધારે જણાશે. માટે શિલક મેળવતી વખતે ઉધાર બાજુ તપાશી જોવી. તપાશી જોતાં જેને નામે જમેને બદલે ઉધારેલું માલમ પડે તેને નામે ઉધારેલી રકમથી બમણી રકમ જમે કરવી અને પેટામાં ફોડ લખવી કે આટલા રોકડા. તમે ભરી ગયા છે. અને આટલા. જમેખરચ ૧. હા. તમારે ખાતે નજરદોષથી ઉધારેલા હતા તે જમે કર્યા છે.' પછી નામું મેળવવું.

*જમે કરવાને બદલેઉધારીના ખેલી રકમનો ઉપાય.*

૩૫૪. જો કોઈ રકમ ઉધારવાને બદલે જમે થઇ જાય તો ચોપડાની શિલકમાં તે રકમથી બમણો વધારો પડશે અને કોથળીમાં મૂળ રકમ જેટલી ઘટ પડશે. માટે તેમ થાય ત્યારે જમે પાસું તપાશી જોઈ જેને તેને ખાતે બમણી રકમ ઉધારવી અને પેટામાં ઉપરની કલમમાં કહેવા પ્રમાણે ફોડ લખવી.

*ઉધાર્યાને બદલે જમે કરેલી રકમનો ઉપાય.*

૩૫૫. જો એકને નામે જમે કરવાની રકમ બીજાને નામે જમે થઇ જાય તો શિલક મેળવતાં ભૂલ પકડાશે નહીં. પરંતુ સામાસામી ખાતાની રકમો મેળવવામાં આવશે ત્યારે એ ભૂલ પકડાશે. એવી ભૂલ થઈ હોય તો ખરી આસામીને નામે જમે કરી લઇને જમા થઈ ગયેલી બીજી આસામીને ખાતે ઉધારવી. અને પેટામાં ભૂલથી નામે લખાઈ હતી એમ જણાવવું.

*એકને નામે જમે કરવાની રકમ બીજાને નામે જમે થયાના ઉપાય.*

૩૫૬. જો એકને નામે ઉધારવાની રકમ બીજાને નામે ઉધરે તો તે રકમની ભૂલ સામાસામી ખાતાની રકમ મેળવતાં પકડાશે. એવી ભૂલ થાય ત્યારે ખરી આસામીને ખાતે તે ઉધારીને ઉધારેલે ખાતે જમે કરવી; અને પેટામાં ભૂલથી નામે લખાઈ હતી એમ જણાવવું.

*એકને નામે ઉધારવાની રકમ બીજાને નામે ઉધાર્યાના ઉપાય.*

---

# એક ચોપડે નામું રાખવાના નમુના વિષે.

## ઠામ ખાતાવહી.

૩૫૭. એક ચોપડે નામું રાખનારા ઠામ ખાતાવહી નામે ચોપડો રાખેછે. ઠામ ખાતાવહીને કેટલાક બેઠી ખાતાવહી પણ કહેછે. વેપારી લોકો એ જા-

તનો ચોપડો રાખેછે. પરંતુ તેને ઠામ ખાતાવહી ના કહેતાં હાથદસ્કતનો ચોપડો કહેછે. કેમકે તેમાં ખાતાદારના હાથઅક્ષરથી ખાતું પડાવેલું હોયછે.

૩૫૮. એક આડી લીટી દોરી ખાતાદારનું નામ અને સાલ લખી જમા ઉધાર દોરવા. પછી જમાઉધાર બાજુમાં રકમનો આંકડો પહેલા સળમાં અને બાકીના સળમાં પ્રથમ મીતિ લખી રકમસંબંધી વિગત લખવી.

૩૫૯. આ ચોપડેથી નામું રાખવામાં દરરોજની શિલક મેળવવામાં આવતી નથી. તેથી અમૂક તારીખે કેટલી શિલક હતી, અથવા કોની રકમ જમાઉધાર નાખવાની રહી ગઈ તે પકડી કાઢવું બહુ મુશ્કેલ થઈ પડેછે.

૩૬૦. એ ચોપડે નામું રાખતાં દરરોજની શિલક મેળવવાનો એવો રસ્તો છે કે દરેક મીતિએ થયેલું ખાતાવાર જમાં પાછલી શિલક સાથે મેળવી તેમાંથી ઉધરેલી રકમો બાદ કરવી એટલે દરેક મીતિની શિલક કાઢી શકાશે.

૩૬૧. કેટલાક લોકો ઉપર પ્રમાણે ચોપડો ન રાખતાં એક પત્રક રાખે છે. તેમાં પણ ઉપર લખેલી હરકતો તથા ખાતાદારને ખાતે કેટલી રકમ બાકીમાં રહેછે તે માલૂમ પડતું નથી. (જુઓ તેના નમુના.)

## એક ચોપડે નામું રાખવાનો નમુનો.

### ૩૬૨. ઠામખાતાવહી.

શ્રી ઘર ખાતું સં ૧૯૪૧ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| | ૩૨૫) માગશર શુદ ૨. હેમની હીરાકંઠી ૧ તોલા ૧૫ ની લીધી. |
| | ૭૦૦) માહા શુદ ૫. બાબતે દાગીના લીધા છે તેની વિગત.<br>૧૦૦) ગળુબંધ ૧ હેમનો તોલા ૫<br>૨૫૦) કલ્લાંજોડ ચાંદીની. ૧ પગની તોલા. ૧૮૦<br>૩૫૦ કાળીગાંઠી હેમની ૧ તોલા ૧૮॥ ના આશરે છે.<br>૭૦૦ |

ભટ. મગનલાલ પિતાંબરદાસનું ખાતું. સં. ૧૯૪૧ ની સાલનુ.

| જ | ઉ |
|---|---|
| | ૩૦૦) માગશર શુદ ૨. રોકડા. અમારા દીકરાના લગન ખરચમાટે લીધા છે તેનો વાયદો માસ ૧) નો કર્યો છે તેપછી આપીએ તો વ્યાજ રામે ૮ લેખે આપીએ સહી દા. મગનલાલ પિતાંબરદાસ. |

### ૩૬૩. *વકીલ, વૈદ્ય, અને પરચુરણ લોકોને ઉપજ ખરચનો હિસાબ રાખવાનું પત્રક.

| માસ. | તારીખ. | ઉપજ અથવા જમાં થનાર રકમની વિગત. | રૂા. | આ. | પા. | માસ. | તારીખ. | રકમ આપ્યાની વિગત. | રૂા. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કારતગ માહે નવેંબર | શુદ ૧૩ શુક્ર તા. ૧૬ | શાળોપયોગી દેશીનામાં ૫ વેચ્યાં તેના. | ૧ | ૧૪ | ૦ | કારતગ માહે નવેંબર | શુદ ૧૩. શુક્ર | નરસિંહજી મહારાજના મંદિરમાં ભેટ. | ૦ | ૧૩ | ૦ |
| | | હિંદુસ્થાનની ભૂગોળો ૨૦ છૂટક વેચી તેના. | ૧ | ૦ | ૦ | ,, | શુદ ૧૫. | મણીલાલ મૂળજીને ઉછીના આપ્યા. | ૨ | ૬ | ૦ |
| ,, | શુદ ૧૫ રવી તા. ૧૮ | લીલાવતી પાટા સારસંગ્રહ ૫ વેચ્યાં તેમાં કમિશનના. | ૧ | ૦ | ૦ | | | | | | |
| ,, | વદ ૪ ગુરૂ તા. ૨૨ | પશુ રોગ નિવારણ ૧૦ વેચ્યાં તેના કમીશનના. | ૨ | ૦ | ૦ | | | | ૩ | ૩ | ૦ |
| ,, | વદ ૧૧ ગુરૂ | વસ્ત્ર વર્ણનનાં પુસ્તક ૫૦ વેચ્યાં તેના વીસ ટકા કમિસન કાપતાં. | ૨૦ | ૦ | ૦ | | | શિલક આવતા રોજ સારૂ. | ૨૨ | ૧૧ | ૦ |
| | | | ૨૫ | ૧૪ | ૦ | | | અંકે ત્રણ રૂપિયા ચૌદ આના. દા. પોતે. | ૨૫ | ૧૪ | ૦ |

* કેટલીક ભણેલી સ્ત્રીઓ ઘરખરચનો હિસાબ આવું પત્રક કરી લખેછે પરંતુ તેમાં આ પ્રમાણે ખાનાં હોયછે. રૂા.; જમાં, તારીખ અથવા મીતિ, ખરચ, અને રૂા.—

# બે ચોપડે નામું રાખવાના નમુના વિષે.

## રોજમેળ.

૩૬૪. બે ચોપડે નામું રાખનારા **રોજમેળ**, અને **ખાતાવહી** નામે ચોપડા રાખે છે.

૩૬૫. રોજમેળ બેરીતે રાખવામાં આવેછે માટે તેનાં બે નામ પાડેલાં છે.

**૧, રોજમેળ** કે દનમેળ. **૨, બેઠા રોજમેળ.**

૩૬૬. જે ચોપડામાં દરરોજનો જમાખરચ લખીને શિલક કાઢવામાં આવેછે તેને **રોજમેળ** અથવા દનમેળ કે દિનમેળ કહેછે. (જુઓ રોજમેળ.)

૩૬૭. જે ચોપડામાં આખા માસ સુધીનો જમાખરચ લખાઈ રહ્યાપછી શિલક કાઢવામાં આવેછે તેને **બેઠામેળ** કહેછે. (જુઓ બેઠા મેળ.)

૩૬૭. રોજમેળમાં મથાળે મીતિ આવેછે ત્યારે બેઠામેળમાં મથાળે માસનું નામ આવેછે; રોજમેળમાં જમાઉધાર નાખતી વખતે ખાતાને છેડે મીતિ નાખવામાં આવતી નથી ત્યારે બેઠામેળમાં લખવામાં આવેછે; રોજમેળમાં રોજની શિલક કાઢવામાં આવેછે ત્યારે બેઠામેળમાં માસ આખરે કે મરજીમાં આવે ત્યારે શિલક કાઢવામાં આવેછે.

૩૬૯. જેને નામે જમાખરચ થાયછે તેને ખાતાદાર કહેછે. ખાતાદારના ખાતાના જમાખરચનો આંકડો જે ચોપડામાં લખી રાખવામાં આવેછે તેને **ખાતાવહી** કહેછે.

૩૭૦. ખાતાવહી ઉપરથી ખાતાદારના ખાતાનો હિસાબ થાયછે.

૩૭૧. રોજમેળ ઉપરથી ખાતાવહી તૈયાર થાયછે માટે રોજમેળમાં આવેલા દરેક ખાતાદારનું ખાતું ખાતાવહીમાં પાડવું. એવીરીતે કે ખાતાદારનું નામ, અને સાલ લખી તેની નીચે જમાઉધાર દોરવા; પછી રોજમેળમાં તેને ખાતે જે રકમો જમાઉધાર થઈ હોય તે રકમોનો આંકડો, રોજમેળ પાનું તથા મીતિ જે તે બાજુમાં લખવાં; તેમજ જે તે રોજમેળની લીધેલી રકમો ખાતાવહીમાં જે પાને આવી હોય તે પાનું તે રોજમેળમાં સાંકળવું.

૩૭૨. સાધારણ માણસો બે ચોપડે નામું રાખેછે અને સાલ આખરે રોજમેળમાં સરવાયુ કાઢેછે. તેઓ ઘણી જાતનાં કલ્પિત ખાતાં રાખતા નથી.

(જુઓ નમુનામાં.)

## બે ચોપડે નામું રાખવાના નમુના.

### ૩૭૩. રોજમેળ.

સંવત્ ૧૯૪૩ ના કારતક શુદ ૫ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| શ્રી ગણેશ. | શ્રી ગણેશ. |
| ૨૦૧) શાહ ચુનીલાલ લલ્લુભાઇને ખાતે. | ૩ાા શ્રી ખરચ ખાતે. |
| ૨૦૧) રોકડા. ઘરમાંથી પિતાજી-એ આપ્યા છે. પા. ૧ | ૧ા ચોખા મણ ૦ાા. ૧) દાળ મણ ૦ાા ૧) બાજરી મણ ૦ાાર. ૦ા પરચુરણ. |
| | ૩ાા પા. ૧ |
| ૨૦૧) | ૩ાા |
| | ૧૯૭ાા શ્રી જણશે. રોકડા. |
| | ૨૦૧) |

સંવત્ ૧૯૪૩ ના કારતક શુદ ૧૫ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૯૭ાા શ્રી પરાંત બાકી. | ૦ા– ખરચખાતે ઉધાર. |
| ૧૦) પગારખાતે જમે. | ૦)≡ ધોબીને ૦)–હજામને ૦)≡શાક. |
| ૧૦) રોકડા. નવેંબર સન ૧૮૮૬ ના. પા.૧ | ૦ા– પા. ૧ |
| | ૧૨૫) પરી. શામળભાઈ નથુભાઇને ખાતે |
| | ૧૨૫) રોકડા. તમારી દુકાને જમા કરાવ્યા છે તેનું વ્યાજ દરમાસે રામ ૪ ઠરાવ્યું છે. પા. ૧ |
| ૨૦૭ાા | ૧૨૫ા– |
| | ૮૨)≡ શ્રી જણશે. |
| | ૨૦૭ાા |

સંવત્ ૧૯૪૩ ના આસો વદ ૨ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૮૨)≡ શ્રી પરાંત બાકી. | ૬ા≡ શ્રી ખરચ ખાતે. |
| ૧૫) પગારખાતે જમે. | ૫) રેશમી ચલોઠા જોટા ૧. |
| ૧૫) રોકડા. માહે સપ્ટેંબર [સન ૧૮૮૭. | ૦ાા≡ રેલવેભાડું ડાકોરનું વટાવસાથે |
| ૧૫) પા. ૧ | ૦ાા પરચુરણ ખરચ ડાકોરમાં. |
| ૧૫ | ૬ા≡ પા. ૧ |
| ૯૭)≡ | ૬ા≡ |
| | ૯૦ાા શ્રી જણશે. |
| | ૯૭)≡ |

સંવત્ ૧૯૪૩ ના આસોવદ ૦)) નો મેળ. (જમાખરચીમેળ.)

| જ | ઉ |
|---|---|
| | ૩ા–ાા પરી શામળભાઈ નથુભાઈને ખાતે |
| ૩ા–ાા શ્રી વ્યાજખાતે જમે. | ૩ા–ાા વ્યાજનો સ૨૧૪૩૭ાા૬ા૦ા |

૩ા−ા વ્યાજના પરી. શામળભાઈ ખાતે ઉધાર.પા. ૧.
૩ા−ા શ્રી પગાર ખાતે જમે-
૩ા−ા શ્રી વ્યાખાતે ઉધાર. પા. ૧.
૧૦। શ્રી ખરચખાતે જમે.
૧૦। પગારખાતે ઉધાર.પા.૧
૧૮ા−ા શાહ ચુનીલાલ લલુભાઈનેખાતે
૧૮ા−ા પગારખાતે ઉધાર. પા. ૧

૩૫ાાા૦ાા

શ્રી વ્યાજખાતે જમે પા. ૧
૩ા−ા શ્રી વ્યાજખાતે ઉધાર.
૩ા−ા પગાર ખાતે જમેખાતું માંડી વાળવા પા. ૧
૧૦। શ્રી પગારખાતે ઉધાર.
૧૦। ખરચખાતે જમે. ખાતું માંડીવાળવા સારૂ. પા. ૧
૧૮ા−ા પગાર ખાતે ઉધાર.
૧૮ા−ા પોતાનેખાતે જમે કરી. ખાતું માંડી વાળ્યુંછે.

પા ૧

૩૫ાાા૦ાા

સરવાયું સં. ૧૯૪૩

જ ))) શ્રી પરાંત બાકી.
૨૧૯ા−ા શાહ ચુનીલાલ લલ્લુભાઈને ખાતે
૨૧૯) ખા. પા. ૧.

૨૧૯ા−ા

ઉ ૧૨૮ાા−ા પરી. શામળભાઈ નથુભાઇને
૧૩૮ાા ખા. પા. ૨.
૧૨૮ાા
૯૦ાાા શ્રી જણશે છે.

૨૧૯ા−ા

## ૩૭૪. એઠોમેળ. પા. ૧

સંવત્ ૧૯૪૩ ના કારતકમાસ.

જ ૦)૧ા શ્રી રૂપાખાતે.
૨૦૧) શાહ ચુનીલાલ લલ્લુભાઇને ખાતે જમે. શુદ ૫.
૨૦૧) રોરડો ઘરમાંથીમળ્યોછે પા.૧
૧૦) પગારખાતે જમે. શુદ ૧૫.
૧૦) રોકડા પગારના માહે નવેંબર સન ૧૮૮૬ ના માસના આવ્યા છે. પા. ૧

૨૧૧)

ઉ ૦)૧ા શ્રી રૂપાખાતે.
૩ા શ્રી ખરચખાતે શુદ ૫.
૧ા ચોખા મણ ૦ાા.૧) દાળ મણ ૦।
૧) બાજરી મ. ૦ાાર. ૦। પરચુરણ.
૩ા પા. ૧
૧૨૫) પરી. શામળભાઇ નથુભાઈને ખાતે શુદ ૧૫.
૧૨૫) રોકડા. તમારી દુકાને જમે કરાવ્યાછે તેનું વ્યાજ રામ ૪ ચાર લેખે ઠરાવ્યું છે. પા.૧
૦।− શ્રી ખરચ ખાતે શુદ ૧૫.
૦)= ધોબીને ૦)− હજામને ૦)= પરચુરણ
૦।− પા. ૧

૧૨૮ાા−

૮૨)= શ્રી જણશે.

૨૧૧)

☞ બેઠા મેળની ખાતાવહી કરવાની રીત રોજમેળ પરથી કરેલી ખાતાવહી જેવી છે.

---

### ૩૭૫. **ખાતાવહી.** પા. ૧

શાહ ચુનીલાલ લલ્લુભાઈનું ખાતું સં. ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૨૦૧) રો. પા. ૧ કારતક શુદ ૫. | ઉ ૨૧૯ા-ાા બાકી. |
| ૧૮ા-ાા રો. પા. ૧ આસો વદ ૦)) | |
| ૨૧૯ા-ાા | ૨૧૯ા-ાા |
| ૨૧૯ા-ાા બાકી નવી ખાતાવહી પા.૧ | |

શ્રી ખરચખાતું સં. ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૧૦૧ રો. પા. ૧ આ. વદ ૦)) | ઉ ૩ાા રો. પા. ૧ કા. શુદ ૫. |
| | ૦ા- રો. પા. ૧ કા. શુદ ૧૫. |
| | ૬ા≡ રો. પા. ૧ આ. શુદ ૧૩. |
| ૧૦૧ | ૧૦૧ |

શ્રી પગારખાતું સં ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૧૦) રો. પા. ૧ કા. શુદ ૧૫. | ઉ ૧૦૧ રો. પા. ૧ આ. વદ ૦)) |
| ૧૫) રો. પા. ૧ આ. શુદ ૧૩. | ૧૦૧ |
| ૩ા-ાા | ૧૮ા-ાા રો. પા. ૧. આ. વદ ૦)) |
| ૨૮ા-ાા | ૨૮ા-ાા |

પરી. શામળભાઈ નથુભાઈનું ખાતું સં. ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૧૨૮ા-ાા બાકી રો. પા. ૧ | ઉ ૧૨૫) રો. પા. ૧ કારતક શુદ ૧૫. |
| | ૧૨૫) |
| ૧૨૮ા-ાા | ૩ા-ાા રો. પા. ૧ આસો વદ ૦)) |
| | ૧૨૮ા-ાા |
| | ૧૨૮ા-ાા બાકી લહેણા પાનું ૧. |

વ્યાજખાતું સં. ૧૯૪૩.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૩ા-ાા રો. પા. ૧ આસો વદ ૦)) | ઉ ૩ા-ાા રો. પા. ૧ આસો વદ ૦)) |
| ૩ા-ાા | ૩ા-ાા |

---

## ત્રણ ચોપડે નામું રાખવા વિષે.

૩૭૬. ત્રણ ચોપડે નામું રાખનારા **રોજમેળ, ખાતાવહી** અને **વ્યાજવહી** નામે ચોપડા રાખેછે. વ્યાજખાઉ વેપારીઓ ત્રણ ચોપડે નામું રાખેછે.

૩૭૭. રોજમેળ અને ખાતાવહીની વ્યાખ્યા જુઓ કલમ ૩૬૬, ૩૬૯

૩૭૮. ખાતાદારને ધીરેલી રકમનું વ્યાજ ગણી રાખવાના ચોપડાને વ્યાજવહી કહેછે. વ્યાજ ગણવા વિષે અને તેનો જમા ખરચ લખવા વિષે વાંચો વ્યાજની સમજુતી પૃષ્ઠ. ૨૬ થી ૫૩ સુધીમાં.

૩૭૯. સાલ આખરે ખાતાદારનાં ખાતાં નક્કી કરી રોજમેળમાં સરવાયુ કાઢેછે. સરવાયુ કાઢવાની રીત જુઓ પૃષ્ઠ. ૧૦૯

૩૮૦. ત્રણ ચોપડે નામું રાખનાર સાધારણ વેપારી હોયછે તે પેદાશ અને ખરચનાં અનેક ખાતાં રાખતા નથી પરંતું જરૂર જોગ એકાદ બે ખાતાં રાખેછે. જેમકે વ્યાજખાતું, વટાવ ખાતું, અને ખરચ ખાતું.

---

## પાંચ ચોપડે નામું રાખવા વિષે.

૩૮૧. પાંચ ચોપડે નામું રાખનાર **રોજમેળ, આંકડાવહી, આવરો, ખાતાવહી** અને **વ્યાજવહી** નામે ચોપડા રાખેછે.

૩૮૨. રોજમેળ વિષે વ્યાખ્યા જુઓ પૃષ્ઠ ૧૧૦

૩૮૩. રોજમેળપરથી ખાતાવાર રકમો ખતવેલા ચોપડાને **આંકડાવહી કાચી ખાતાવહી** કે **શુધાવહી** કહેછે. બે ચોપડે નામું રાખનાર એને ખાતાવહી કહેછે.

૩૮૪. રોજમેળ ઉપરથી ખાતાવાર મીતિના ક્રમ પ્રમાણે વિગત સાથે એકંદર જમા ખરચ લખવાના માસિક ચોપડાને **આવરો** કહેછે.

૩૮૫. આવરો કરવાથી પાકું નામું થાય છે. કેમકે પ્રત્યેક ખાતાની રકમો ચોકસ રીતે તપાશીને એ ચોપડે લખવામાં આવેછે. આવરાથી દરેક ખાતાવાર આખા માસમાં કઇ મીતિએ શી બાબતનો કેટલો ઉપાડ થયો, અને એકંદર કેટલી રકમ જમા ખરચમાં પડી, તથા માસ આખરે જણશમાં શું રહ્યું તે જાણવામાં આવેછે. કેટલાક મોટા વેપારી લોકો દર પંદર દિવસનો આવરો કરેછે.

૩૮૬. જે માસનો કે મુદતનો આવરો લખવો હોય તે મીતિ એક લીટીએ લખીને જમા ઉધાર દોરવા. જમા તરફ શરૂઆતમાં ગયા માસ આખરની, અથવા આવરો જે મીતિથી લખવો હોય તે મીતિના પ્રથમ દિવસની પુરાંત બાકી હોય તે ટાંકવી. પછી આંકડાવહીમાંથી અકેક ખાતું લઈ તે ખાતે રોજમેળમાં આવેલી તમામ રકમો વિગત સાથે જમા ઉધાર કરવી. દરેક રકમ જમાં ઉધારમાં લખતી વખતે રોજમેળનું પાનું, તથા મીતિ પ્રથમ લખવાં; અને ખાતામાં જમા ખરચનો જે કુલ આંકડો થાય તે મથાળે ચઢાવવો.

૩૮૭. ઉપર ટપકાની રકમો આવરા કરતા પહેલાં વસૂલ ન થઇ હોય તો દરેક માસનો આવરો કરતી વખતે આવરાને મથાળે ઉપર ટપકાની રકમોવાળા આસામીઓનાં ખાતાં પાડી તે રકમો લખી લેવી. મતલબ કે

આવરામાં તેને બેઠે ખાતે રાખવી.

૩૮૮. આવરા ઉપરથી ખાતાવાર રકમો ખતવી કાઢેલા ચોપડાને **ખાતા-વહી** કે **પાકી ખાતાવહી** કહે છે. પાંચ ચોપડે નામું રાખનારને ત્યાં ખાતાદારના ખાતાનો *હિસાબ આ ચોપડાપરથી થાયછે.

૩૮૯. આવરામાં પ્રત્યેક વખતે રહેલી જણુશ આવરાની છેવટ મીતિના રોજમેળની જણુશ સાથે મળતી આવે તો આવરો ખરો થયેલો સમજવો.

૩૯૦. વ્યાજવહી વિષે જુઓ પૃષ્ઠ ૨૬ થી ૫૩ સુધી.

૩૯૧. પાંચ ચોપડે નામું રાખનારા સાલ આખરે ખાતાવહીમાં સરવાયુ કાઢે છે. સરવાયુ કાઢતાં ખાતાં માંડીવાળવાનો જમાખરચ આસો વદ ૦)) ના જમાખરચી મેળમાં નાખેછે. જમાખરચી મેળ લખવાની રીત રોજમેળ જેવી-જ છે પરંતુ તેમાં ફેર માત્ર એટલોજ છે કે જમાખરચી મેળમાં શિલક ટાંકવામાં આવતી નથી. (જુઓ પૃષ્ઠ ૧૧૧) આસો વદ ૦)) નો જમાખરચી મેળ.

## ૭ ચોપડે નામું રાખવા વિષે.

૩૯૨. ૭ ચોપડે નામું રાખનારા **રોકડમેળ, નોંધવહી** કે **ભરતીયાવહી, આંકડાવહી, આવરો, ખાતાવહી** અને **વ્યાજવહી,** નામે ચોપડા રાખેછે.

૩૯૩. દરરોજની રોકડી રકમનો જમાખરચ લખવાના ચોપડાને **રોકડ-મેળ, દનમેળ** કે **દિનમેળ** કહેછે. રોકડમેળ લખવાની રીત રોજમેળ જેવીજ છે. (જુઓ નમુનો.)

૩૯૪. દરરોજની જમાખરચી રકમો લખવાના ચોપડાને +**નોંધવહી** કે **ભરતિયાવહી** કહેછે. સરાફલોકો નોંધવહીનો ચોપડો, અને વેપારીલોકો ભરતિયાવહીનો ચોપડો રાખેછે.

૩૯૫. નોંધવહી કે ભરતિયાવહી લખવાની રીતના બે પ્રકાર ઠરાવી શકાય.

1. રોજમેળની પેઠે જમાઉધારની લીટીઓ દોરી લખવો તે.
2. જમા અથવા ઉધાર એ બેમાંની એક જાતની નિશાની દોરી લખવો તે.

---

+ વ્યવહારમાં હુંડીઓની નોંધ રાખવાના ચોપડાને નોંધવહી, અને માલ-ના ભરતિયાંની નોંધ રાખવાના ચોપડાને ભરતિયાવહી કહેછે તે જો કે ઠીક છે તોપણ તે વાસ્તવિક વ્યાખ્યા ન કહેવાય. કેમકે સરાફલોકો નોંધવહી રાખેછે તેમાં નરી હુંડીઓનો, અને વેપારી લોકો ભરતિયાવહીનો ચોપડો રાખેછે તેમાં નર્યાં ભરતિયાંનો જમાખરચ લખેછે એમ નથી પરંતુ તમામ જમાખરચી રકમો-નો જમાખરચ લખેછે માટે ઉપરની વ્યાખ્યા કરી છે. * સરકારી બેંકો હિસાબ કરવાની ખાતાવહી જુદી છે. તેમાં ખાતાદારનું નામ એક આડી લીટીએ લખી તેની નીચે મીતિ, જમા, ઉધાર, દેવા અને લહેણા એવાં પાંચ ખાનાં પાડેછે.

૩૯૬. એ દરેક પ્રકારના બબ્બે પેટાભાગ થઈ શકે છે.

૧ લામાં—**अ**. કાચી નોંધ. **ब**. પાકી નોંધ.

૨ જામાં—**अ** તારીજ કરી લખવાની નોંધ. **ब** તારીજ કર્યા વગરની નોંધ.

૩૯૭. પહેલા પ્રકાર પ્રમાણે નોંધ કે ભરતિયાવહી રાખનારને તેના પેટા વિભાગના બંને પ્રકારની નોંધવહી કે ભરતિયાવહી રાખવી પડેછે. કેમકે પાકી નોંધ કર્યા સિવાય એ રકમો ખાતે લાવી શકાતી નથી. બીજા પ્રકાર પ્રમાણે નોંધવહી કે ભરતિયાવહી રાખનારને તેના પેટા વિભાગ પૈકી ગમે તે એક પ્રકારની નોંધવહી કે ભરતિયાવહી રાખે તોજ કામ નભી શકેછે.

૩૯૪. ઘણા મોટા વેપારીઓ જમાઉધારની નોંધવહી કે ભરતિયાવહી જૂદી જૂદી રાખેછે અને તેનાં નામ અનુક્રમે **જમાંની કે ઉધારની નોંધવહી** કે **ભરતિયાવહી** છે.

૩૯૯. નોંધ કે ભરતિયાવહી, અને રોકડમેળ એક બીજાથી વિરૂદ્ધ પ્રકારનું જમાખરચ લખવાના ચોપડા છે માટે તેમાંની રકમ અરસપરસ લાવી શકાતી નથી.

૪૦૦. **કાચી નોંધવહી કે ભરતિયાવહી વિષે**—આ નોંધ બેઠી ખાતા વહી જેવીજ છે. એટલે બેઠી ખાતાવહીની પેઠે જે તે ખાતાદારનું ખાતું પાડી તેની નીચે જમાઉધાર દોરવા. પછી ઉધારે લીધેલી અને આપેલી હુંડીઓનો જમાખરચ લખવો. એવીરીતે કે પહેલા સળમાં હુંડીનો કે માલનો આંકડો, અને બાકીના સળપર આડી લીટીએ મિતિ લખીને સઘળી વિગત લખવી. જ્યારે તે રકમ પાકી નોંધમાં ઉતારવામાં આવે ત્યારે ઉભી લીટીએ લખવું કે **'પાકે નોંધ પાને અમૂક.'** જેમકે—

શ્રી. દેવઘઢખાતે ગાંધી અમૃતલાલ વખતચંદનું ખાતું સં. ૧૯૪૩.

| | | |
|---|---|---|
| જ ૨૧૭)<br>પાકે નોંધ પાને ૧૦ | કારત શુદ ૧૪ હુંડી ૧ રૂ૨૧૭ ની ઉપરી. શામળ નથુભાઈ ઉપરની લી. ગોધરેથી. પરી. ચુનીલાલ છોટાલાલ રાખ્યા તમારી પાસેથી મુદત તરતની શાહજોગ. લખી શુદ ૨. તે પરી. શામળભાઈને ખાતે ઉધાર.<br>૨૧૭) | (એ પ્રમાણે મોકલી હોય તે ઉધારવી. અને પછી પાકા નોંધમાં લેવી.) |

૪૦૧. **પાકી નોંધ કે ભરતિયાવહી**—એક આડી લીટીએ આ નોંધવહી લખવાનું શરૂ કર્યાની મીતિ લખી તેની નીચે જગાઉધાર દોરવા. અને રોજમેળ લખીએ છીએ તેમ જમાઉધારમાં દરેકને ખાતે લખવું. જેમકે—

સંવત્ ૧૯૪૩ ના કારતક શુદ ૫ થી પાકી નોંધનો જમાખરચ.

જ ૨૧૭) શ્રી દેવધઢખાતે ગાંધી અમૃતલાલ વખતચંદને ખાતે જમે.
૨૧૭) હુંડી. ૧ રૂ૨૧૭) બાબાશાહીની લ. ગોધરેથી પરી. ચુનીભાલ છોટાલાલની અત્રેના પરી. શામળ નથુભાઈ ઉપરની રાખ્યા તમારી તરત મુદતના શાહજોગ એ હુંડી તમોએ અત્રે બીડવાથી અમે પરી. શામળભાઇને ત્યાં આપી માટે તેમને ખાતે ઉધાર.

૨૧૭) પા. ૧

ઉ ૨૧૭) પરી. શામળભાઇ નથુભાઈને ખાતે
૨૧૭) હુંડી. ૧ તમારી ઉપરની ગોધરેથી લી. પરી. ચુનીલાલ છોટાલાલ રાખ્યા. ગાંધી અમૃતલાલ વખતચંદ શાહજોગ તરત મુદતના લખી કારતક શુદ ૨ તે રાખ્યાવાળા ધણી અમારીપર બીડવાથી અમોએ તમને આપી છે માટે તમારે ખાતે ઉધારીને તે ધણીના જમે

૨૧૭) પા. ૧

૪૦૨. **તારીજવાળી નોંધ કે ભરતિયાવહી**—એક આડી લીટીએ નોંધ લખવાની શરૂ કર્યાની મીતિ લખવી. પછી જમે કરવું હોય તો જ, અને ઉધાર કરવું હોય તો ઉ અક્ષરો નિશાની તરીકે લખીને એક આડી લીટી દોરવી. પછી જેના તેના ખાતે અમૂક મીતિના જમા કે ઉધાર તે જણાવી પેટામાં હુંડી કે માલ સંબંધી વિગત હોય તે લખવી. વિગત લખી રહ્યા પછી તારીજ કરવી. એવી રીતે કે ઉપરની વિગતમાં જેને નામે જમા કરવાનું હોય તેને નામે જમા, અને ઉધારવાનું હોય તેને નામે ઉધારીને જમા ઉધાર પાસાં સમાન કરવાં. જેમકે—

સંવત ૧૯૪૩ ના કારતક શુદ ૫ થી નોંધનું જમાખરચ.

જ શ્રી દેવધઢ ખાતે ગાંધી અમૃતલાલ વખતચંદને ખાતે જમે. કારતક શુદ ૫.
૨૧૭) હુંડી ૧. અત્રેના પરી. શામળ નથુભાઈ ઉપરની લખી. ગોધરેથી પરી. ચુનીલાલ છોટાલાલ રાખ્યા તમારી તુરત મુદતના શાહજોગ તે તમોએ અમારાપર બીડવાથી અમે શિકારનારને ત્યાં આપી છે. તેની વિગત નીચે પ્રમાણે.

તારીજ ૨૧૭) શ્રી દેવધઢખાતે ગાંધી અમૃતલાલ વખતચંદને ખાતે જમે.

૨૧૭) પા. ૧

ઉ ૨૧૭) પરી. શામળભાઇ નથુભાઈને ખાતે ઉધાર.

૨૧૭) પા. ૧

૪૦૩. **તારીજ વગરની નોંધ કે ભરતિયાવહી**—ઉપરની નોંધમાં અને આ નોંધમાં ફેરમાત્ર એટલોજ છે કે આ નોંધમાં તારીજ કરવામાં આવતી નથી પરંતુ લખવાની ઢબ સરખીજ છે. જેમકે—

સંવત. ૧૯૪૩ ના કારતક શુદ ૫ થી નોંધનું જમા ખરચ.

જ ૨૧૭) શ્રી દેવપદ ખાતે ગાંધી અમૃતલાલ વખતચંદના ખાતે જમે કા. શુ.૫ પા.×
૨૧૭) હુંડી ૧ રૂ૨૧૭) ની અત્રેના પરી. શામળભાઇ નથુભાઈ ઉપરની
લ. ગોધરેથી પરી. ચુનીલાલ છોટાલાલ, રાખ્યા અમારી, તુરત મુદતના
શાહજોગ, તે હુંડી તમોએ અમારાપર બીડી માટે અમે તે શિકારનારને
ત્યાં જમે મંડાવી છે માટે તમારે ખાતે જમે કરી પરી. શામળભાઇને
ખાતે ઉધાર—પા. ×

૪૦૪. **આંકડાવહી**—રોકડમેળ અને નોંધ અથવા ભરતિયાવહી ઉપરથી ખાતાવાર રકમો ખતવી રાખેલા ચોપડાને આંકડાવહી શુધાવહી કે કાચી ખાતાવહી કહે છે.

૪૦૫. આંકડાવહી, રોકડમેળ તથા નોંધમાંથી દરેક ખાતાદારની રકમ આવરામાં ઉતારવાના કામમાં ઘણી મદદગાર થઈ પડેછે કેમકે આંકડાવહી ઉ-પરથી દરેક રકમ તે ચોપડાને કયે પાને છે તે શોધી કાઢવાને બહુ સૂતર પડેછે.

૪૦૬. મોટા વેપારીઓ દર મહિને ખાતાવાર દેવા લહેણાની તારીજ કાઢેછે તેને કાચું સરવાયું કહેછે ને તે આંકડાવહી ઉપરથી નીકળે છે.

૪૦૭. **આવરો**—રોકડમેળ અને નોંધ અથવા ભરતિયાવહી ઉપરથી દરેક ખાતાવાર મીતિના ક્રમ પ્રમાણે જમા ખરચ લખવાના ચોપડાને આ-વરો અથવા માસિકમેળ કહેછે. આવરો લખવાની રીત રોજમેળ જેવીછે.

૪૦૮. **ખાતાવહી**—આવરા ઉપરથી ખાતાવાર જમા ઉધારની રકમો ખતવી કાઢવાના ચોપડાને ખાતાવહી કહેછે. દરેક ખાતાદારના ખાતાનો હિસાબ આ ખાતાવહીથી કરવામાં આવેછે. ખાતું પાડવાની રીત પાછળ કહી તેવીજ છે.

૪૦૯. **વ્યાજવહી**—એ વિષે પૃષ્ઠ ૨૬ થી ૫૩ સુધી જુઓ.

---

## સાત ચોપડે નામું રાખવા વિષે.

૪૧૦. સાત ચોપડે નામું રાખનાર રોકડમેળ, નોંધ, ભરતિયાવહી, આં-કડાવહી, આવરો, ખાતાવહી અને વ્યાજવહી નામે ચોપડા રાખે છે. એ

---

× આ નોંધોમાં આંકડાવહીમાં ખતવ્યાનું પાનું આવે છે. તારીજ વગ-રની નોંધમાં એકનું પાનું પહેલી લીટી આગળ અને બીજાનું પાનું છેલી લીટી આગળ લખાય છે.

ચોપડાઓની વ્યાખ્યા તથા લખવાની રીત પાછળ આવી ગઇ છે. કેટલાક લોકો સરવાયાને સાતમો ચોપડો ગણેછે પરંતું તે વાત ખરી નથી. જો સાત ચોપડા ગણીએ તો ઉપર લખ્યા તે છે.

૪૧૧. વેપારી લોકો દર વર્ષે પોતાના ચોપડા બદલે છે અને સરસ્વતિ પૂજન બેસતા વર્ષે કરેછે. એ વેળા ષોડશોપચારી પૂજન કરવામાં આવેછે, માત્ર નવરાવવાની વિધિ કરતા નથી. પહેલા પાનાને કંકુના ચાંલ્લા કરી છાંટા નાખેછે અને નીચે પ્રમાણે લખેછે.

શ્રીગણેશાયનમઃ, શ્રી સારદાજી સત્યછે, શ્રી લક્ષ્મીજીનો ભંડાર ભરપૂર હજો, શ્રી અંબાજીમાતા સત્યછે, શ્રી બહુચરાજી સત્યછે, શ્રી રણછોડજી મહારાજ પ્રસન્ન હજો, ઇ૦ ( પોતાને અનુકૂળ દેવનાં નામ લખેછે ).

સંવત. ૧૯૪૫ ના કારતક શુદ ૧ વાર *

| જ ૦)૧૧ શ્રી રૂપા ખાતે. | ઉ ૦)૧૧ શ્રી રૂપા ખાતે. |
|---|---|

# સાત ચોપડે નામું રાખવાના નમુના.

## રોકડમેળ. પાનું. ૧

સંવત. ૧૯૪૩ ના માગશર સુદ. ૨ રવીવારનો રોકડમેળ.

| જ ૦) ૧૧ શ્રી રૂપા ખાતે. | ઉ ૦) ૧૧ શ્રી રૂપા ખાતે. |
|---|---|
| ૩૦૦૧) શાહ છગનલાલ લલ્લુભાઈને ખાતે | ૧૦૦) શાહ રણછોડ બાપુજીને ખાતે |
| । ૩૦૦૧) રોકડા નગદી છે. પા. ૧ | ૧૦૦) રોકડા. હા. પોતે. બા. ડાકોર લઇ જવા સારૂ લઇ ગયાછો. પા. ૨ |
| ૪૦) મહેતા મણીલાલ મુળજીને ખાતે. | ૨ાાા શ્રી પરચુરણ ખરચખાતે. |
| । ૪૦) રોકડા. હા. તમારી પાસેથી લીધા છે. પા. ૧. | |

* વાર લખીને જમા ખરચની લીટીઓ દોરવામાં આવે છે. પ્રાચિન રૂઢી તેવી નહોતી. રાસમાળાના કર્ત્તા લખેછે કે મીતિ લખ્યા પછી ચોપડાના માલિકનું નામ ગામ અને રાજય કર્ત્તાનું નામ લખવામાં આવતું હતું જેમ કે—સંવત. ૧૯૪૫ ના કારતગ સુદ ૧. શ્રી વાડાશીનોરમાં નવાબ મનાવરખાનજી રાજ કરેછે ( પછી ગાદીપતિ થનાર શાહજાદાનું નામ લખવું. ) અને રાવસાહેબ પ્રેમચંદ કરસનદાસ પ્રધાન છે. આ ચોપડો શાહ છગનલાલ લલ્લુભાઈનો છે. આ પ્રમાણે લખ્યા પછી જમા ઉધાર દોરી પૂજાની સામગ્રીની વસ્તુઓનાં નામ જમા ઉધારમાં લખતા; જેમકે કંકુ શેર ૧૧, સાકર શેર ૧૧, સોપારી શેર ૦૧, જાયફળ ૭, પાન. ૫. ઈ. હાલના વખતમાં પુજાની સામગ્રીની વસ્તુઓનાં નામ ઘણે ભાગે લખવામાં આવતાં નથી. પરંતું બહોણી તરીકે મરજી મુજબ જમા ખરચ લખવામાં આવે છે.

૨)¬ાાા શ્રી વટાવ ખાતે જમે.
૧ ૦ાા૦ાાા રોકડા. બા. પરચુરણ પૈસા લઈને આપતાં મળેલી કસરના.
૦)¬ રોકડો. બા. દલાલીમાં.
૧ાા રોકડો. બા. ગળુબંધ લઇને વેચ્યો તેમાં નફો.
૨)¬ાાા પા. ૨.
૩૦૪૩)¬ાાા

૧ ૨ા ચોપડા ખરચના.
૦)≡ ચીનાઈ કાગળ ઘા. ૩
૦)૦ાા ખેરાતનો.
૦)= શાહી શે. ૦ાાા
૦)=ાા પાનસોપારી.
૨ાાા પા. ૪
૧૦૨ાાા
૨૯૪૦¬ાાા શ્રી જણશે.
૨૯૪૦¬ાાા રોકડા.
૩૦૪૩)¬ાાા

## સંવત ૧૯૪૩ ના માગશર સુદી ૧૫ નો રોકડમેળ.

જ ૨૯૪૦¬ાાા શ્રી પુરાંત બાકી.
૧૫) પગી સાયભાજી જાલુજી ખાતે જમે.
૧ રોકડા હા. પોતે ભરીગયોછે. પા. ૩
૨૫) મેહેતા મણીલાલ મૂળજીને ખાતે જમે
૧ ૨૫) રોકડા. હા. તમારા ભાઈ રામજી કનેથી લીધા છે. પા. ૧
૧૦૦) શ્રી મુંબાઈ ખાતે. પરી. શામળભાઈ નથુભાઈને ખાતે જમે અમારી વતી.
૧ ૧૦૦) હુંડી ૧ તમારી. લ. અમારી. રાખ્યા ગાંધી જાદવજી વખતચંદ પાસેથી શાહજોગ તરત મુદ્દતની લખી છે.

ઉ ૫૧) શાહ રણછોડ બાપુજીને ખાતે ઉધાર
૫૧) રોકડા. હા. ચિ. છોટાલાલ લઈ ગયોછે પા. ૨
૧૦૬ાા¬ાા શ્રી વટાવખાતે ઉધાર.
૧૪ાા૧૦ મુ. ૩૯૦) દર ૧૮ા રાખ્યા છે.
૧૮ાા જમેખરચ ૧. હા. રણુછોડ બાપુજીના જમે ૩૧૦૦) દર ૧૮ાા
૭૩ાા મુ. ૩૪૦૦) દર ૧૮ા=
૧૦૬ાા¬ાા પા. ૨
૧૩૦૩ાા=ાા શ્રી હેમ ખરીદખાતે ઉધાર.
૧૨૯૮ા= હેમ તો. ૬૭ાા દા. ૧૯ા

## રોકડમેળ પા. ૨

૧૧૯ાાા રોકડા બાબાશાહી.

૧૮ાાા હુંડિયામણ ખાતે જમે.
૧૦૦) નક્રી. હુંડી ૧) હા. શામ્બાવાળાજોગ આપીછે. પા. ૧
૧૮ાાા શ્રી હુંડિયામણ ખાતે જમે.

૪)≡ાા દલાલી દા. તો. ૦)¬
૧)= ધરમાદાનો દા. ૦)૦ા
પા. ૩
૨૮) શ્રી ખોરાકી ખરચખાતે ઉધાર.
૨૮) રોકડા બા. બાજરીકળશી ૧ પા. ૪
૧૪૮૯ા

૧૮॥ રોકડા. બા. હુંડી રૂ૧૦૦) ની મુંબાઈખાતેની લખીછે પા. ૪
૧૮॥ શાહ રણછોડ બાપુજીને ખાતે.
૧ ૧૧૮॥ રોકડા રૂ૧૦૦) કલદાર
ા—————— દા. ૧૮॥
૧૦૦) રોકડા. બાબાશાહી આ
—— વ્યા તે બાદ.
૧૮॥ બાકી રહ્યા છે. હા. શ્રી
વટાવ ખાતે ઉધારીને. પા. ૨

૧૭૭॥

૩૧૧૭॥~॥

૧૯૨૮।~॥ શ્રી જણશે શિલક.
૧૦૪૮।~॥ બાબાશાહી.
૫૮૦) મુંબાઈગરા.

૧૯૨૮।~॥

૩૧૧૭॥~॥

## સંવત્ ૧૯૪૩ ના મહા શુદ ૫ ને વાર ગુરૂનો રોકડમેળ.

ત્ર ૧૯૨૮।~॥ શ્રી પરાંત બાકી.
૧૦૧) પરી શામળભાઇ નથુભાઇને ખાતે
૧ ૧૦૧) રોકડા. તમારીવતી રતનજી મોદીને ત્યાંથી લીધાછે. પા. ૧
૨) શ્રી વટાવ ખાતે જમે.
૧ ૨) જમેખરચ ૧. હા. રાજારામને ખાતે ઉધાર. બા. તેમની કનેથી છૂટ મેલાવી છે. પા. ૨
૨૦૦) મુંબાઈ ખાતે પરી. શામળભાઈ
૧ નથુભાઈને ખાતે. અમારી વતી. પાકી ફાગણ શુદ ૧૪.
૨૦૦) હુંડી નંગ ૧. દા. ૯૯॥ ના ભાવે તમારી. લ. અમારી. રાખ્યા માસ્તર ગવરીશંકર પ્રભાશંકર. શાહજોગ. મુદત દિન ૨૧ પછીની. તે તમારે ખાતે જમે.
૧૯૯॥ રોકડા કલદાર લીધા છે.
૦॥ હુંડિયામણ ખાતે ઉધાર.
૨૦૦ નક્કી હુંડી તમારેખાતે જમે.
૧)~ હુંડિયામણ ખાતે જમે.
૨૮।~ હુંડિયામણ હુંડી રૂ૧૫૧) ની દા. ૧૮॥ વેચી તેના.
ા————————
૨૭)~ હુંડિયામણ રૂ૧૫૧) ની હુંડી ગીરધર પારેખને ત્યાંથી લ

ઉ ૧૦૦ પરોત રાજારામ રૂપરામને ખાતે
૧ ૯૮) રોકડા. હા. પોતે.
૨) જમેખરચ ૧. હા. વટાવ ખાતે જમે. બા. તમારો હિસાબ કરતાં છૂટ મેલાવી છે.
૧૦૦) પા. ૨
૧૭૯।~ શાહ રણછોડ બાપુજીને ખાતે.
૧૭૯।~ હુંડી નંગ ૧. રૂ૧૫૧) કલદારની દા. ૧૮॥ અમદાવાદ ખાતે ત્રવાડી કૃપાશંકર દોલતરામ ઉપરની. લ. અત્રેથી પરી. ગીરધર પિતાંબરદાસ. રાખ્યાઅમારી. શાહજોગ. મુદતદિન ૪ ચારની તે તમોને વેચાણઆપીછે.
૧૫૧) હુંડી ૧.
૨૮।~ હુંડિયામણ ખાતે જમે.
૧૭૯।~ પા. ૨
૦॥ હુંડિયામણ ખાતે ઉધાર.
૦॥ હુંડી ૧. રૂ૨૦૦) દા. ૯૯॥ ના ભાવે મુંબાઈની લખી તેની કસરના. પા. ૪
૦॥ શ્રી કાપડ ખરીદ ખાતે ઉધાર.
૦॥ રોકડો બા. માલની ગાંસડી સ્ટેશનપરથી મંગાવી તેના. પા.૩

૨૮૦।~

ખાવી હતી તેના આવેલા. ૧૬૫૨)ՠ॥। શ્રી જણશે શિલક.

| | |
|---|---|
| ૧)ՠ નફો. પા. ૧ | ૮૭૨॥ՠ॥। બાબાશાહી. |
| ૩૦૪)ՠ | ૭૭૯॥ કલદાર. |
| ૧૯૩૨॥ՠ॥। | ૧૬૫૨)ՠ॥। |
| | ૧૯૩૨॥ՠ॥। |

સંવત્ ૧૯૪૩ ના મહા સુદી ૧૫ ને વાર રવીનો મેળ.

જ ૧૬૫૨)ՠ॥। શ્રી પુરાંત બાકી.

૪૬) શ્રી ઢોર વકરા ખાતે જમે.
૪૬) રોકડા બા. ભેંસ વેચી તેના. પા. ૩

૨૦૧) શ્રી દાગીના ખરચ ખાતે જમે.
૨૦૧) રોકડા. ભેરખી વેચી પા. ૪

૨૪૭)

૧૮૯૯)ՠ॥।

ઉ ૧૨૫) પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે ઉ.
૧૨૫) રોકડા હા. પટલ ભાઈજી બાપુજી જોગ આપ્યા છે બા. તમારો રૂક્કો તે ધણી લાવ્યા હતા. પા. ૩

૨૫) શ્રી કાપડ ખરચ ખાતે ઉધાર.
૧૫) પાઘડી નંગ ૧.
૧૦) ધોતીજોટા નંગ ૧.
૨૫) પા. ૪

૭૦) શ્રી દાગીના ખરચ ખાતે ઉધાર.
૭૦) હેમનો ગળુંબંધ તોલા ૩॥ દા. ૨૦. પા. ૪

૨૨૦)

૧૬૭૯)ՠ॥। શ્રી જણશે.
૮૯૯॥ՠ॥। બાબાશાહી.
૭૭૯॥ કલદાર.

૧૮૯૯)ՠ॥।

સવત ૧૯૪૩ માહા વદ ૦)) વાર શોમનો મેળ.

જ ૧૬૭૯)ՠ॥। શ્રી પુરાંત બાકી.

૫૯॥।૧૭॥ પરી. શામળ નથુભાઇનાખાતે
૫૧) ભલામણ ૧ તમારી કને થી પુનાની લીધી તે પેટે મોદી છગનલાલ ઠાકોરદાસને ત્યાંથી પહોંચ આપીને લીધા છે.
૮॥।૧૭॥ જમેખરચ ૧) હા. શ્રી વટાવખાતે ઉધારીને.
૫૯॥।૧૭॥ પા. ૧

ઉ ૯૬॥૧૭॥ શ્રી વટાવ ખાતે ઉધાર.
૮॥।૧૭॥ જમે ખરચ ૧ હા. શામળભાઈ નથુભાઇને ખાતે જમે બા. ૩૫૧) દા. ૧૭॥
૮૭॥ જમે ખરચ ૧ હા. મેહેતા મણીલાલ મુળજીને ખાતે જમે બા. ૩૫૦૦) દા. ૧૭॥
૯૬॥૧૭॥ પા. ૨

૬૫૧) શ્રી મુંબાઈ ખાતે પરી. શા-

૦ાાપ હુંડિયામણ ખાતે જમે.
૦ાાપ રોકડા. બા. હુંડી ૧) રૂ૧૧૦) ની દા. ૦ાા લેખે ગીરધરલાલની દુકાનેથી. લીધી હતી તે દા. ૧) ના ભાવે રણછોડને વેચાણ આપતાં નફો રહ્યો છે. પા. ૪

૫૮૭ાા મેહેતા મણીલાલ મુળજીનેખાતે
૫૦૦) રોકડા બા. તમારા રૂક્કાને આધારે પરી. શામળભાઈને ત્યાંથી ગુમાસ્તા મગન મારફતે મંગાવ્યા છે.
૮૭ાા જમે ખરચ ૧ હા. શ્રી વટાવ ખાતે ઉધારીને.

૫૮૭ાા પા. ૧

૬૪૭ાા૨૨ાા

૨૩૨૭)=ા

મળભાઈ નથુભાઈને ખાતે ઉધાર. અમારીવતી.
૩૫૧) હુંડી ૧)અમદાવાદના પટેલ ખુશાલ ગોકળ ઉપરની લખી અત્રેથી મોદી. ગીરધરલાલ ભાણાભાઈ રાખ્યા અમારીના મુદત વાર ભોમની શાહજોગ બીડી છે.
૩૦૦) રોકડા હુંડી ૧ અમારા નામે, લખીતમારી, રાખ્યા ત્રવાડી કૃપાશંકર દોલતરામ, તરત મુદતની શાહજોગ લખી મીતિ વદ ૧૨ તે રાખ્યાવાળાને મોરારજી નારણજીની ખોળાધરીથી શિકારી આપી ભરપાઇ કરાવીછે અને તમને તેનું ખોખું બીડયું છે. પા. ૧

૭૪૭ાા=ાા

૧૫૭૯ાા≡ાા શ્રી જણશે.
૯૦૦)≡ાા બાબાશાહી.
૬૭૯ાા કલદાર.

૨૩૨૭)=ા

## સંવત્ ૧૯૪૩ ના ચૈત્ર શુદ ૧૦ નો મેળ.

જ ૧૫૭૯ાા≡ાા શ્રી પુરાંત બાકી.
૫૧) ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે જમે. તમારીવતી.
૫૧) રોકડા. તમારી વતી ગાંધી અમૃતલાલ વખતચંદે ભર્યા તેની હુંડી નગ ૧ તમારી શાહજોગ તરત મુદતની અત્રેથી લખી આપી છે. પા. ૩
૦ાાા શ્રી હુંડિયામણ ખાતે ઉધાર.
૦ાાા રોકડો. બા. હુંડી ૧ રૂ૧૫૧) દા. ૯૯ાા ના ભાવે. ઘહેલા મહેતાને ત્યાંથી કરાવી ગોધરા ખાતે

ઉ ૨૩૫)=ાાા શ્રી જાત્રા ખરચ ખાતે ઉધાર.
૨૩૫)=ાાા રોકડા. બા. હુંડી નંગ ૧ રૂ૨૦૧) ની દા. ૧૭ ના ભાવે પરી. શામળભાઈ નથુભાઈને ત્યાંથી તેમના નામની મુંબાઈની શાહજોગ મુદત દિન ૨૧ પછીની કરાવીને તીર્થરૂપ લલ્લુભાઈનેજાત્રા ખરચ માટે આપી છે. પા. ૪
૧૫૧) શ્રી ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે અમારી વતી.
૧૫૧) હુંડી ૧ નડિયાદની શ્રી

પ્રેમાનંદને બીડી તેની કસરનો મળ્યો છે. પા. ૪

૪૦ાા શ્રી હેમ વકરા ખાતે જમે.

૧ ૪૦ાા રોકડા. બા. હેમ તોલા ૨ ૨૦ા ના ભાવે ગીરધર મોતીને વેચાણ આપ્યું છે. પા. ૩

૯૨ા

૧૬૭૧ાાાાા

ખાભાઈ ફતાભાઈની લ. અત્રેથી ઘહેલા મહેતા. રાખ્યા અમારી. શાહજોગ. દી. ૧ વળતાની તમને બીડીછે તે ઉધાર ૧૫૦ા હુંડી ૩૧૫૧) દા. ૯૫ાા

૦ાા હુંડિયામણ ખાતે જમે.

૧૫૧) નક્કીની હુંડી બીડીછે.પા.૩

૮ાાાાા શ્રી વાસણ ખરચ ખાતે.

૪)ાા તાંબાનું બેઢું શેર ૭ાા

૪ાા નળો તાંબાનો શેર ૮

૮ાાા પા. ૪

૩૯૪ાાા

૧૨૭૭)ા શ્રી જણશે.

૫૯૭ાા બાબાશાહી.

૬૭૯ાા કલદાર.

૧૬૭૧ાાાાા

## સંવત્ ૧૯૩૩ ના ચૈત્ર શુદ ૧૫ નો મેળ.

જ ૧૨૭૭)ા શ્રી પુરાંત બાકી.

૧૨૦ાાા શ્રી વટાવ ખાતે જમે.

૧ ૧૨૦) રોકડા બા. કલદાર. ૩૬૦૦) દા. ૨૦ લેખે આપ્યા છે.

૦ાાા બદલાનો વટાવ. ૩૭૨૦) દા. ૦)

૧૨૦ાાા પા. ૨

૧૧૭ાા શ્રી હેમ વકરા ખાતે જમે.

૧ ૧૧૭ાા રોકડા બા. હેમ તો. ૬૦ાા દા. ૧૯ાાં લાલજી સોનીને આપ્યું છે. પા. ૩

૧૨૯૮ાા

૨૫૭૫ાાાા

ઉ ૫૦૨ા શ્રી ગોધરાખાતે પરી. પ્રેમાનંદ મનસુખનેખાતે ઉધાર તમારીવતી

૫૦૧) હુંડી નં. ૧ નડિયાદખાતે પરી. ભીખાભાઈ ઉપરની કરાવી તમને બીડી છે.

૧ા હુંડિયામણ દા. ૦૧

૫૦૨ા એણી વિગતે તમારે ખાતે ઉધાર. પા.૩

૫૦૨ા

૨૦૭૩)ાાા શ્રી જણશે.

૧૯૯૩ાાાા બાબાશાહી

૭૯ાા કલદાર.

૨૦૭૩)ાાા

૨૫૭૫ાાાા

## રોકડમેળ. પા. ૭.

### સંવત્ ૧૯૪૩ ના જેઠ શુદ ૧ નો મેળ.

જ ૨૦૭૩)≡॥ શ્રી પુરાંત બાકી.

૩)≡॥ શ્રી વટાવ ખાતે જમે.

। ૩)≡॥ રોકડા. કલદાર, બા. ચોપડીઓ વેચાણ કરાવી તેમાં કમિશનના મળ્યાછે. પા.૨

૬૭૨॥। ગોધરા ખાતે પરી. પ્રેમાનંદ મનસુખનેખાતે જમે.તમારીવતી.

। ૬૭૨॥। હુંડી. ૧ રૂ૫૭૫) મુંબાઈગરાની. મુંબાઇથી પરી. ચુનીલાલ લલ્લુભાઇની લખેલી અમદાવાદખાતે મોદી વનમાળી લાધા ઉપરની. મુદ્દત દી. ૨૧ પછીની શાહજોગ તમોએ અમારાપર બીડવાથી પટલ દામોદર અમથાભાઈને વેચાણ આપી છે.

૫૭૫) હુંડી. ૧ અમદાવાદની.

૯૭॥। હુંડિયામણ. દા. ૧૭

૬૭૨॥। નક્કી જમે. પા. ૩

૫૧) પરી. છોટાભાઈ ગોકળદાસનેખાતે

જી. ૫૧) રોકડા. ઉપરટપકે મૂકી ગયા છે.

૭૨૬॥।≡॥

૨૮૦૦)≡

ઉ ૧૭૫) શ્રી કાપડ ખરીદખાતે ઉધાર.

। ૧૭૫) રોકડા. બા. ધોતીજોટાનંગ૨૦ દા. ૮॥। લેખે રાખ્યાછે. પા. ૩

૫૧) ગાંધી ભીખાભાઇ કૃતાભાઈને ખાતે

જી. ૫૧) રોકડા. બા. સોનામાં આપવા ઉછીતા આપ્યા છે.

૭૦) શ્રી હેમદાગીના ખાતે ઉધાર.

। ૭૦) ગળુબંધ ૧ હેમ તોલા ૩॥ નો દા.૨૦ના ભાવે લીધોછે. પા.૪

૫૧॥। ગાંધી મથુર વખતચંદને ખાતે.

। ૫૧॥। રોકડા. હા. અમારા ભાઈ કેશવલાલ ભરી આવ્યાછે. પા. ૨

૧૦૧) પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે.

। ૧૦૧) રોકડા. હા. ભાઈ કેશવલાલ ભરી આવ્યા છે. પા. ૩

૪૪૮॥।

૨૩૫૧≡ શ્રી જાણશે.

૨૨૬૮॥≡॥ બાબાશાહી.

૮૨॥≡॥ કલદાર.

૨૩૫૧≡

૨૮૦૦)≡

### સંવત્ ૧૯૪૩ ના જેઠ વદ ૬.

જ ૨૩૫૧≡ શ્રી પુરાંત બાકી.

૯॥≡ શ્રી વટાવ ખાતે જમે.

। ૦।~ રોકડા. બા. રૂ૫) ના બદલાના રાખ્યા તેની કસરના.

૯॥~ રોકડા. બા. ક. રૂ૪૬॥। દા. ૨૦॥ આપ્યાછે.

૯॥≡ પા. ૨

૩૫) શ્રી ઢોર ખાતે જમે.

। ૧૪) રોકડા. બા. ગાય નંગ ૧ વેચી છે.

ઉ ૩૫॥≡॥ અમદાવાદ ખાતે પટેલ રણછોડ ખુશાલદાસનેખાતે ઉધાર.

। ૩૫)≡॥ શાળોપયોગી દેશીનામાં નંગ ૧૨૫) દા. ૦।≡પચીસ ટકા વળતે.

૦।~ કાપડ ખરચના.

૦।≡ રેલવે ભાડાના.

૩૫॥≡॥ એણી વિગતે કળદાર થયા છે. પા. ૪

૩૫॥≡॥

રો. પા. ૮

૨૧) રોકડા. બા. બળદના ઉ- ૨૩૬૦।~।।। શ્રી જણશે.

૩૫) પા. ૩ પજ્યાછે. ૨૩૯૬। ૦।

૪૩।।।~।

૨૩૯૬। ૦।

### સંવત્ ૧૯૪૩ ના જેઠ વદ ૧૦.

જ ૨૩૬૦।~।।। શ્રી પરાંત બાકી.

૫) શ્રી વટાવ ખાતે જમે.

। ૫) રોકડા. બા. ઘીની દલાલીનો.

૫) પા. ૨

૨૩૬૫।~।।।

ઉ ૩૨૫) પરી. શામળભાઈ નથુભાઈને ખાતે

। ૩૨૫) રોકડા. હા. મોહન ભરી આપ્યો છે. પા. ૧

૩૨૫)

૨૦૪૦।~।।। શ્રી જણશે.

૨૩૬૫।~।।।

### સંવત્ ૧૯૪૩ ના શ્રાવણ શુદ ૫.

જ ૨૦૪૦।~।।। શ્રી પરાંત બાકી.

૧। શ્રી વટાવ ખાતે જમે.

। ૧। રોકડો. બા. પરચુરણ વટા-વનો ઉપજ્યો છે. પા. ૨

૫૩) ત્રવાડી નાથજી ઘહેલાભાઈને ખાતે

। ૫૩) રોકડા. હા. દામોદર ભરી ગયા છે. પા. ૨

૫૪।

૨૦૯૪।।~।।।

ઉ ૧) મહેતા મણીલાલ મૂળજીને ખાતે.

૬) રોકડા. કલદાર ૩૫) દા. ૨૦.

૫) તમે ભર્યા છે.

૧) બાકી છે. પા. ૧

૪।।।≡ શ્રી વટાવ ખાતે ઉધાર.

૪।।।≡ રોકડા. કલદાર ૩૨૫) દા. ૧૯।।। ના ભાવે રાખ્યા છે. પા. ૨

પ।।।≡

૨૦૮૮।।~।।। શ્રી જણશે.

૨૦૬૭।।~।।। બાબાશાહી.

૨૦) કલદાર.

૨૦૯૪।।~।।।

### સંવત્ ૧૯૪૩ ના આસો શુદ ૫.

જ ૨૦૮૮।।~।।। શ્રી પરાંત બાકી.

૧૫૦।।≈ શ્રી ગોધરાખાતે પરી. પ્રેમાનંદ

। મનસુખનેખાતે જમે તમારીવતી ૧૫૦।।≈ હુંડી ૧. ૩૧૫૧) દા. ૯૯।।।. દેવધઢની ગાંધી ગુલાબ-ચંદ ભાઈચંદ ઉપરની. રાખ્યા. ભૂરચંદ ગોપાળજી મુદત વાર ભો

ઉ ૪૫૧) પરી. શામળ નથુભાઈનેખાતે ઉધાર

। ૪૫૧) રોકડા. હા. મનસુખ મારફત ભર્યા છે. પા. ૧

૩૭૫) શ્રી અમદાવાદખાતે પટેલ રણ-છોડ ખુશાલને ખાતે ઉધાર.

। ૩૭૫) રોકડા કલદાર તમારીવ-તી કાંઠાવાળા હરગોવન દ્વારકાં

રો. પા. ૯

| | | | |
|---|---|---|---|
| | મની મીતિ શુદ ૨. તમોએ વેચાણ રાખી અમારાપર બીડવાથી અ- મોએ તે વેચાણ કરી છે. પા. ૩ | | દાસને ત્યાં ભર્યા છે. પા. ૪ |
| ૭ા | શ્રી હુંડિયામણ ખાતે જમે. | ૭૫) | શ્રી વટાવ ખાતે ઉધાર. |
| ૧ | ૭ા રોકડા. બા. હુંડી રૂ. ૩૩૦૦૦) દા. ૧૮ ના ભાવે રાખી ૧૮ા વેચાણ કરી છે. પા. ૪ | ૧ | ૭૫) રોકડા. ક. ૩૩૭૫ ના દા. ૨૦ |
| | ૧૫૮)= | | ૯૦૧) પા. ૨ |
| | | ૧૩૪૫ાા૦ાા | શ્રી જણશે. |
| | | | ૧૩૨૫ાા૦ાા બાબાશાહી. |
| | | | ૨૦) કલદાર. |
| | | | ૧૩૪૫ાા૦ાા |
| | ૨૨૪૬ાા૦ાા | | ૨૨૪૬ાા૦ાા |

સંવત્ ૧૯૪૩ ના આસો સુદ ૧૫.

| | | | |
|---|---|---|---|
| જ ૧૩૪૫ાા૦ાા | શ્રી પરાંત બાકી. | ઉ ૦ા | શ્રી વટાવ ખાતે ઉધાર. |
| ૧૧ા= | શ્રી વટાવ ખાતે જમે. | | ૦ા રોકડો. શામળભાઈના ગુમાસ્તાને સુખડીનો આપ્યોછે. |
| ૧ | ૫) રોકડા. બા. પાઘડી બદલ વહોરાને ત્યાંથી મળ્યા છે. | | ૦ા પા. ૨ |
| | ૦ા= રોકડા. બા. પરચુણ વટાવના. | ૧૩૫૬ાા=ાા | શ્રી જણશે. |
| | ૧ા રોકડો. બા. વ્યવહારનો આવ્યો છે. | | ૧૩૫૬ાા=ાા બાબાશાહી. |
| | ૪ા રોકડા. ક. ૩૨૦) દા. ૨૧ા આપ્યા છે. ૧૧ા= | | |
| | ૧૧ા= પા. ૨ | | |
| | ૧૩૫૭)=ાા | | ૧૩૫૭)=ાા |

## નાં. પા. ૧

## નોંધવહી અથવા ભરતિયાવહી.

સંવત્ ૧૯૪૩ ના કારતક શુદ ૨ થી નોંધ લખ્યો છે.

શાહ. છગનલાલ લલ્લુભાઇને ખાતે જમે. માગશર શુદ ૨. પા. ૧

। ૨૩૨૬) શ્રી વિગત ખાતે ઉધાર. બા. નામાની શરૂઆત કરતી વખતે ઘરમાંથી મળેલી જણશો તથા નીકળેલું લહેણું. ખાતાવાર ઉધારીને પોતાને ખાતે જમે કર્યું છે.

૧૩૨૬) શ્રી દાગીના ખાતે ઉધાર. પા. ૪

૩૨૫) હેમની કંઠી ૧. ૧૦૦) હેમનો ગળુબંધ ૧.

૨૫૦) ચાંદીની કલ્લાં જોડ ૧. ૩૫૦) હેમની કાળીગાંઠી ૧.

૧૦૧) બેરખી હેમની ૧. ૨૦૦) હેમના વેઢ ૨, વીંટીઓ. ૧ તથા કડુ ૧.

૧૩૨૬)

૭૦૦) ઈમારત ખાતે ઉધાર. પા. ૪

૭૦૦) ઘર ૧. બાપીકું છે તેના.

૩૦૦) ભટ. મગનભાલ પિતાંબરને ખાતે ઉધાર. પા. ૪.

૩૦૦) બાકી લહેણા. સં. ૧૯૪૧ થી રહેલા છે.

૨૩૨૬)

પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે જમે માગશર શુદ ૨. પા. ૩

। ૧૫૦) બાકી દેવા છે હા. શ્રી પોતાને (છગનલાલને) ખાતે ઉધાર. પા. ૧.

ત્રવાડી નાથજી ઘહેલાભાઈને ખાતે ઉધાર માગશર શુદ ૨. પા. ૨.

। ૫૧) કબૂલત નખાવી તેના. હા. ગાંધી મથુર વખતચંદને ખાતે જમે. પા. ૨

શ્રી રામપુરા ખાતે પગી સાયભાજી જાલુજીને ખાતે ઉધાર. માગશર શુદ ૧૫ પા.૩

। ૫૦) પાછલા લહેણા હા. અમારે પોતાને ખાતે જમે. પા. ૧

પગી. સાયભાજી જાલુજીને ખાતે જમે. માગશર શુદ ૧૫. પા. ૩.

। ૩૫) શ્રી વિગત ખાતે ઉધાર. બા. પગી રામા પાસેથી નીકળતું લહેણું વસૂલ કરી ખાતું માંડીવાળ્યું છે.

૩૦) શ્રી ઢોર ખરીદી ખાતે ઉધાર. પા. ૩.

૧૫) ગાય ૧, ૧૫, બળદ, ૧;

૩૦) એણી વિગતે ઢોર ખંડી લીધાં છે.

૫) શ્રી વટાવખાતે ઉધાર. પા. ૨.

૫) છૂટ મૂકી છે.

૩૫)

**નાં. પા. ૨**

પરી. શામળભાઈ નથુભાઇને ખાતે જમે. માગશર શુદ ૧૫. પા. ૧.

। ૧૦૦) કબૂલત અપાવી તેના મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. પા. ૧.

૧૦૦)

શાહ છગનલાલ લલ્લુભાઇને ખાતે ઉધાર. માગશર શુદ ૧૫. પા. ૧

। ૧૦૦) પાછલા દેવા છે હા. પરોત રાજારામ રૂપરામને ખાતે જમે. પા. ૨

શ્રી અમદાવાદખાતે પટેલ રણછોડ ખુશાલદાસનેખાતે જમે મહા શુદ ૫. પા.૪

૪૬૧) ભરતિઉ નંગ ૧. તમારૂ. બા. કાપડની ગાંસડીનું આવ્યું તેની વિગત.

૪૫૫ાા= રેશમી ધોતીજોટા નંગ ૫૦ દા. ૧૦)= દસ ટકા વળતર.

૨ાા પાણકોરૂં હાથ ૧૮ બંધન સારૂ.

૨)= ભાડું આગગાડીનું અમદાવાદથી વડોદરા સુધી.

૦ાાા મજૂરી ખરચ સ્ટેશન પહોચાડયાનું.

૪૬૧) તે શ્રી કાપડ ખરીદ ખાતે ઉધાર. પા. ૩

શ્રી ગોધરા ખાતે પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે ઉધાર મહા શુદ ૧૫. પા.૩

૧૫૧) હુંડી ૧. અમારી લ. તમારી. રાખ્યા પરી. શામળ નથુભાઇ શાહ-જોગ મુદત દિન ચાર ચારની લખી મીતિ શુદ ૨. તે રાખ્યાવાળા ધણીને નામે જમે રાખી હુંડીનું ખોખું તમને ભરપાઈ કરાવી બીડયું છે. હા. પરી, શામળભાઈ નથુભાઈને ખાતે જમે. પા. ૧

શાહ રણછોડ બાપુજીને ખાતે ઉધાર. મહા શુદ ૧૫. પા. ૨

૯૦) હેમ તોલા ૪ાા દા. ૨૦ ના ભાવે આપ્યું હા. હેમ વકરા ખાતે જમે. પા.૩

બારોટ કાભાઈ મનોરને ખાતે ઉધાર. મહા શુદ ૧૫. પા. ૨

૫૫) પાછલા લહેણા છે હા. અમારે પોતાને ખાતે જમે. પા. ૧

બારોટ કાભાઇ મનોરને ખાતે જમે. પા. ૨

૫૫) શ્રી વિગત ખાતે ઉધાર.

૪૫) શ્રી ઢોર ખાતે ઉધાર. બા. ભેંસ ૧ ખંડી છે. પા. ૩

૧૦) શ્રી વટાવખાતે ઉધાર. બા. છૂટ મૂકી છે. પા. ૨

મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. મહા શુદ ૧૫.

૨૩૯)= હુંડી ૧ રૂ૨૦૧) કલદારની દા. ૧૯ મુંબાઈખાતે પરી. શામળભાઇ નથુભાઈ ઉપરની લી. અમારી. રાખ્યા તમારીવતી. પરી. જીભાઈ ગોકળદાસ જોગ મુદત વાર ભોમની લખી શુદ ૧૫ પાકી વદ ૧૨ તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| તારીજ ૨૩૯)= શ્રી વીગત ખાતે જમે. | ઉ ૨૩૯)= મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. પા. ૧ |
| ૨૦૧)મુંબાઈ ખાતે પરી.શામળભાઈ નથુભાઇનેખાતેજમે.પા.૧ | ૨૩૯)= |
| ૩૮)= શ્રી હુંડિયામણ ખાતે જમે. પા. ૧ | |
| ૨૩૯)= | |

## નોં. પા. ૩

પરી. શામળભાઈ નથુભાઈને ખાતે ઉધાર. મહા શુદ ૧૫ પા. ૧

૧૩૭ાા ધોતીજોટા નંગ ૧૦ દા. ૧૩ાાા. હા. કિલેદારના ચી. હીરાલાલ લઈ ગયા છે તે શ્રી કાપડ વકરા ખાતે જમે. પા. ૩

શાહ રણછોડ બાપુજીને ખાતે ઉધાર. મહા વદ ૦)) પા. ૨

૭૫) કબૂલત કરી છે. હા. પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે જમે. પા. ૩

શ્રી કાપડ વકરા ખાતે જમે. મહા વદ ૦)) પા. ૩

૧૮ાા ધોતીજોટા ૨. દા. ૯ા હા. શ્રી કાપડ ખરચ ખાતે ઉધાર. પા. ૪

મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. ચૈત્ર શુદ ૧૦. પા. ૧

૧૦) કબૂલતના. હા. પરી. શામળભાઈને ખાતે જમે. પા. ૧

શ્રી ગોધરા ખાતે પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે જમે. અમારી વતી. ચૈત્ર શુદ ૧૦ પા. ૩

૩૦૦) હુંડી ૧. કપડવંજની પરી. શામળ નથુભાઇ ઉપરની લ. અત્રેથી તેજ ધણીના રાખ્યા અમારી મુદત વાર ભોમની શાહજોગ. લખી શુદ ૧૦ તે તમને અમારે ખાતે લાવીને બીડી છે હા. પરી. શામળભાઈ નથુભાઇના જમે. પા.૧

શ્રી વ્યાજ ખાતે ઉધાર જેઠ શુદ ૧. પા. ૪

૦ાાા વ્યાજ સર. ૩૦૪ દા. ૦ા ગાંધી મથુર વખતચંદને ખાતે જમે. પા. ૨

શાહ રણછોડ બાપુજીને ખાતે જમે. જેઠ વદ ૬. પા. ૨

૭૭) કંઠી ૧. હેમની તો. ૩ાા દા. ૨૨) લેખે. અમારે નામે અપાવી છે તે હા. મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. પા. ૧

શ્રી કાપડ વકરા ખાતે જમે. જેઠ શુદ ૧ પા. ૩

૧૪) ધોતીજોટો. ૧ અધ્યારૂ મોરારજીને અપાવ્યો તેના હા. મહેતા મણીલાલ મૂળજીને ખાતે ઉધાર. પા. ૧

પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે ઉધાર જેઠ વદ ૧૦ પા. ૩

૧૮૫) ધોતીજોટા ૨૦ દા. ૯ા હા. શ્રી કાપડ વકરા ખાતે જમે. પા. ૩

શ્રી વ્યાજ ખાતે ઉધાર. શ્રાવણ શુદ ૫. પા. ૪

૨) વ્યાજના સર. હા. ત્રવાડી નાથજી ઘહેલાભાઇને ખાતે ઉધાર. પા. ૨

શ્રી વ્યાજ ખાતે જમે. આસો વદ ૦)) પા. ૪

૬૨ા૱ા શ્રી વિગત ખાતે ઉધાર.

૨૩ાાા=ાા ભટ મગનલાલ પિતાંબરને ખાતે ઉધાર. પા. ૪
૦ા =ાાા પરી. પ્રેમાનંદ મનસુખને ખાતે ઉધાર. પા. ૩
૧૩)= ગોધરાવાળા પ્રેમાનંદ મનસુખને ખાતે ઉધાર. પા. ૩
૫)= મુંબાઈવાળા પરી. શામળ નથુભાઈને ખાતે ઉધાર. પા. ૧
૨૦)= શાહ. રણછોડ બાપુજીને ખાતે ઉધાર. પા. ૨

૬૨ા૱ા

નોં. પા. ૪

શ્રી વ્યાજ ખાતે ઉધાર. આસો વદ ૦)) પા. ૪

૬।ાા=ાાા મહેતા મણીલાલ ળ્ળ્ને ખાતે જમે. પા. ૧

૧૪ાાા≈ાા પરી. શામળ નથુભાઇને ખાતે જમે. પા. ૧

૧૬ાાા≈ાા પટલ રણુછોડ ખુશાલને ખાતે જમે. પા. ૪

૩૮ાાા૦ાા એણી વિગતે શ્રી વિગત ખાતે જમે.

શ્રી પરચુરણ ખરચ ખાતે ઉધાર. બા. ખરચ ખાતાં આ ખાતે લાવી માંડી વાળ્યાં છે. તે શ્રી વિગત ખાતે જમે. આસો વદ ૦)) પા. ૪

૨૮) શ્રી ખોરાકી ખરચ ખાતે જમે. પા. ૪

૪૩ાા શ્રી કાપડ ખરચ ખાતે જમે. પા. ૪

૨૩૫)=ાાા શ્રી જાત્રા ખરચ ખાતે જમે. પા. ૪

૮ાા≈ાા શ્રી વાસણ ખરચ ખાતે જમે. પા. ૪

૩૧૫ાા=ાા

શ્રી વિગત ખાતે જમે. બા. શીલકે રહેલો માલ ખરીદ ખાતાં માંડી વાળવા સારૂ શેઠને ખાતે ઉધારી લીધો છે. આસો વદ ૦))

૭ાાા− શ્રી હેમ વકરા ખાતે જમે. બા. હેમ તોલા. ૦૧૫ દા. ૧૫ા પા.૩

૩૩૧ાા≈ાા શ્રી કાપડ વકરા ખાતે જમે. પા. ૩.

૧૫૬ાા≈ાા ધોતીજોટા નંગ ૧૭ દા. ૯)≈ાા

૧૭૫) ધોતીજોટા નંગ ૨૦ દા. ૮ાાા

૩૩૧ાા≈ાા

૩૩૯ાા૦ાા તે શ્રી છગનલાલ લલુભાઇ શેઠને ખાતે જમે.

શ્રી વટાવખાતે જમે હા.શ્રી વિગતખાતે ઉધાર. બા.ખાતાંમાંડીવાળવા સારૂ.પા.૨

૬૬ા−ાાા શ્રી હુંડિયામણ ખાતે ઉધાર. પા. ૩

૨૪ાાા=ાાા શ્રી વ્યાજ ખાતે ઉધાર. પા. ૪

૧૨)=ાા શ્રી હેમ વકરા ખાતે ઉધાર. પા. ૩

૬) શ્રી ઢોર વકરા ખાતે ઉધાર. પા. ૩

૫૦)≈ાા કાપડ ખરીદ ખાતે ઉધાર. પા. ૩

૧૫૯ાા=ાા

શ્રી વટાવ ખાતે ઉધાર. બા. ખરચખાતું માંડીવાળવા સારૂ. પા. ૨

૩૧૮)=ા શ્રી પરચુરણ ખરચ ખાતે જમે. પા. ૪

શાહ. છગનલાલ લલ્લુભાઈને ખાતે ઉધાર. પા. ૧

૩૦૧)૦ા શ્રી વટાવખાતે જમે. બા. ચાલુ સાલમાં ખરચ વધી પડવાથી મુખ્ય શેઠને ખાતેથી વધારાની રકમ લઈ ખાતું માંડી વાળવા સારૂ. પા. ૨

## આંકડાવહી પા. ૧.

### શાહ છગનલાલ લલુભાઈનું ખાતું. સંવત્ ૧૯૪૩ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૩૦૦૧) રો. પા. ૧ માગશર શુદ ૨. | ૧૫૦) નોં. પા. ૧ માગશર શુદ ૨. |
| ૨૩૨૬) નોં. પા. ૧ માગશર શુદ ૨. | ૧૦૦) નોં. પા. ૨ માગશર શુદ ૧૫. |
| ૫૦) નોં. પા. ૧ માગશર શુદ ૧૫. | ૩૩૯ા૦ાા નોં. પા. ૪ આસો વદ ૦)) |
| ૫૫) નોં. પા. ૨ મહા શુદ ૧૫. | ૩૦૧)૦ા નો. પા. ૪ આસો વદ ૦)) |
| ૫૪૩૨) | ૮૯૦ા૦ાા |
| ૪૫૪૧ા≡ા બાકી દેવા. નવી. ખા. પા. ૧ | ૪૫૪૧ા≡ા બાકી દેવા. |
| | ૫૪૩૨) |

### મહેતા મણીલાલ મૂળજીનું ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૪૦) રો. પા. ૧ માગશર શુદ ૨. | ૧૦૦) નોં. પા. ૨ માગશર શુદ ૧૫. |
| ૨૫) રો. પા. ૨ માગશર શુદ ૧૫. | ૨૩૯)≡ નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૫૮૭ાા રો. પા. ૫ માહા વદ ૦)). | ૧૦) નોં. પા. ૩ ચૈત્ર શુદ ૧૦. |
| ૬૫૨ાા | ૧૪) નોં. પા. ૩ જેઠ શુદ ૧. |
| ૬ાા–ાા નોં. પા. ૪ આસો વદ ૦)) | ૭૭) નોં. પા. ૩ જેઠ વદ ૬. |
| ૬૫૯ા–ાા | ૧) રો. પા. ૮ શ્રાવણ શુદ ૫. |
| ૨૧૮)=ાા બાકી દેવા નવીખાતાવહી પા. ૧ | ૪૪૧)≡ |
| | ૨૧૮)=ાા બાકી દેવા. |
| | ૬૫૯ા–ાા |

### પરી. શામળભાઈ નથુભાઈનું ખાતું. સંવત્ ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) નોં. પા. ૨ માગશર શુદ ૧૫. | ૧૩૭ાા નોં. પા. ૩ મહા શુદ ૧૫. |
| ૧૦૧) રો. પા. ૩ મહા શુદ ૫. | ૩૨૫) રો. પા. ૮ જેઠ વદ ૬. |
| ૧૫૧) નોં. પા. ૨ મહા શુદ ૧૫. | ૪૫૧) રો. પા. ૮ આસો શુદ ૫. |
| ૫૯ાા=ાા રો. પા. ૪ મહા વદ ૦)) | ૯૧૩ાા |
| ૧૦) નોં. પા. ૩ ચૈત્ર શુદ ૧૦. | ૧૭૬ાા= બાકી લહેણા નવી ખા. પા. ૧ |
| ૩૦૦) નોં. પા. ૩ પ્ર. ચૈત્ર શુદ ૧૦. | |
| ૧૪ાા≡ા નોં. પા. ૪ આસો વદ ૦)) | |
| ૭૩૬ાા= | |
| ૧૭૬ાા= બાકી લહેણા. | |
| ૯૧૩ાા | |

### મુંબાઈ ખાતે પરી. શામળભાઈ નથુભાઈનું ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) રો. પા. ૨ માગશર શુદ ૧૫ શની. | ૬૫૧) રો. પા. ૪ મહા વદ ૦)) શોમ. |
| ૨૦૦) રો. પા. ૩ મહાશુદ ૫ ગુરૂ. | ૫)= નોં. પા. ૩ આસો વદ ૦)) |
| ૨૦૧) નોં. પા. ૨ મહા શુદ ૧૫ રવી. | ૬૫૬)= |
| ૫૦૧) | ૧૫૫)= બાકી લહેણા નવી ખા. પા. ૧ |
| ૧૫૫)= બાકી લહેણા. | |
| ૬૫૬)= | |

**આં. પા. ૨**

### શ્રી વટાવખાતું. સંવત્ ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૨)ન્ાા રો. પા. ૨ માગશર શુદ ૨. | ઉ ૧૦૬ાાન્ાા રો. પા. ૨ માગશર શુદ ૧૫. |
| ૨) રો. પા. ૩ મહા શુદ ૫. | ૫) નોં. પા. ૧ માગશર શુદ ૧૫ |
| ૧૨૦ાાાન્ા રો. પા. ૬ ચૈત્ર શુદ ૧૫. | ૧૦) નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૩)ન્ાા રો. પા. ૭ જેઠ શુદ ૧. | ૯૬ાન્ાાા રો. પા. ૪ મહા વદ ૦)) |
| ૯ાાાન્ા રો. પા. ૭ જેઠ વદ ૬. | ૪ાાા≡ રો. પા. ૮ શ્રાવણ શુદ ૫. |
| ૫) રો. પા. ૮ જેઠ વદ ૧૦. | ૭૫) રો. પા. ૯ આસો શુદ ૫. |
| ૧૧ રો. પા. ૮ શ્રાવણ શુદ ૫. | ૦ા રો. પા. ૯ આસો શુદ ૧૫. |
| ૧૧ાન્ રો. પા. ૯ આસો શુદ ૧૫. | ૨૯૮)≡ા |
| ૧૫૯ાાન્ાા નોં. પા. ૪ આસો વદ ૦)) | ૩૧૮)ન્ા નોં. પા. ૪ આસો વદ ૦)) |
| ૩૦૧)૦ા નોં. પા. ૪ આસો વદ ૦)) | ૬૧૬ાન્ાા |
| ૬૧૬ાન્ાા | |

### ત્રવાડી નાથજી ઘહેલાભાઇનું ખાતું. સં. ૧૯૪૩ ની સાલનું.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૫૩) રો. પા. ૮ શ્રાવણ શુદ ૫. | ઉ ૫૧) નોં. પા. ૧ માગશર શુદ ૨. |
| ૫૩) | ૨) નોં. પા. ૩ શ્રાવણ શુદ ૫. |
| | ૫૩) |

### ગાંધી મથુરભાઈ વખતચંદનું ખાતું. સંવત્ ૧૯૪૩.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૫૧) નોં. પા. ૧ માગશર શુદ ૨. | ઉ ૫૧ાાા રો. પા. ૭ જેઠ શુદ ૧. |
| ૦ાાા નોં. પા. ૩ જેઠ શુદ ૧. | ૫૧ાાા |
| ૫૧ાાા | |

### પરોત. રાજારામ રૂપરામનું ખાતું સંવત્ ૧૯૪૩.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૧૦૦) નોં. પા. ૨ માગશર શુદ ૧૫. | ઉ ૧૦૦) રો. પા. ૩ મહા શુદ ૫. |
| ૧૦૦) | ૧૦૦) |

### બારોટ. કાભાઈ મનોરનું ખાતું સંવત્ ૧૯૪૩.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૫૫) નોં. પા. ૨ મહા શુદ ૧૫. | ઉ ૫૫) નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૫૫) | ૫૫) |

### શાહ. રણછોડ બાપુજીનું ખાતું. સંવત્ ૧૯૪૩.

| જમા | ઉધાર |
|---|---|
| જ ૧૮ાા રો. પા. ૩ માગશર શુદ ૧૫. | ઉ ૧૦૦) રો. પા. ૧ માગશર શુદ, ૨. |
| ૭૭) નોં. પા. ૩ જેઠ વદ ૬. | ૫૧) રો. પા. ૨ માગશર શુદ ૧૫. |
| ૯૫ાા | ૧૭૯ા‑ રો. પા. ૩ મહા શુદ ૫. |
| ૪૧૯ાાા≈ બાકી લહેણા. | ૯૦) નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૫૧૫ા≈ | ૭૫) નોં. પા. ૩ મહા વદ ૦)) |
| | ૨૦)‑ નોં. પા. ૩ આસો વદ ૦)) |
| | ૫૧૫ા≈ |
| | ૪૧૯ાાા≈ બાકી લહેણા નવી ખાં. પા. ૧ |

## આં. પા. ૩

### પરી. પ્રેમાનંદ મનસુખનું ખાતું. સંવત ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૫૦) નોં. પા. ૧ માગશર શુદ ૨. | ૧૨૫) રો. પા. ૪ મહા શુદ ૧૫. |
| ૭૫) નોં. પા. ૩ મહા વદ ૦)) | ૧૦૧) રો. પા. ૭ જેઠ શુદ ૧. |
| ૨૨૫) | ૧૮૫) નોં. પા. ૩ જેઠ વદ ૧૦. |
| ૧૮૬।−।।। બાકી લહેણા. | ૦।−।।। નોં. પા. ૩ આસો વદ ૦)) |
| ૪૧૧।−।।। | ૪૧૧।−।।। |
| | ૧૮૬।−।।। બાકી લહેણા નવી. ખા. પા. ૧ |

### શ્રી કાપડ ખરીદ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૩૭।। નોં. પા. ૩ મહા શુદ ૧૫. | ૦।। રો. પા. ૩ મહા શુદ ૫. |
| ૧૮।। નોં. પા. ૩ મહા વદ ૦)) | ૪૬૧) નોં. પા. ૨ મહા શુદ ૫. |
| ૧૪) નોં. પા. ૩ જેઠ વદ ૬. | ૧૭૫) રો. પા. ૭ જેઠ શુદ ૧. |
| ૧૮૫) નોં. પા. ૩ જેઠ વદ ૧૦. | ૬૩૬।। |
| ૩૩૧।।≡।। નોં પા. ૪ આસો વદ ૦)) | ૫૦)≡।। નોં. પા. ૪ આસો વદ ૦)) |
| ૬૮૬।।≡।। | ૬૮૬।।≡।। |

### શ્રી ઢોર ખાતું. સંવત ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૪૬) રો. પા. ૪ મહા શુદ ૧૫. | ૩૦) નોં. પા. ૧ માગશર શુદ ૧૫. |
| ૩૫) રો. પા. ૭ જેઠ વદ ૬. | ૪૫) નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૮૧) | ૬) નોંધ પા. ૪ આસો વદ ૦)) |
| | ૮૧) |

### શ્રી હેમ ખરીદ વકરા ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૯૦) નોં. પા. ૨ મહા શુદ ૧૫. | ૧૩૦૩।।−।। રો. પા. ૨ માગશર શુદ ૧૫. |
| ૪૦।। રો. પા. ૬ ચૈત્ર શુદ ૧૦. | ૧૩૦૩।।−।। |
| ૧૧૭૭।। રો. પા. ૬ ચૈત્ર શુદ ૧૫. | ૧૨)−।। નોં. પા. ૪ આસો વદ ૦)) |
| ૭।।।− નોં. પા. ૪ આસો વદ ૦)) | ૧૩૧૫।।।− |
| ૧૩૧૫।।।− | |

### પગી. સાયભાજી જાલુજીનું ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૫) રો. પા. ૨ માગશર શુદ ૧૫. | ૫૦) નોં. પા. ૧ માગશર શુદ ૧૫. |
| ૩૫) નોં. પા. ૧ માગશર શુદ ૧૫. | ૫૦) |
| ૫૦) | |

### શ્રી ગોધરા ખાતે પરી પ્રેમાનંદ મનસુખનું ખાતું. સંવત ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૫૧) રો. પા. ૫ ચૈત્ર શુદ ૧૦. | ૧૫૧) નોં. પા. ૨ મહા શુદ ૧૫. |
| ૬૭૨।।। રો. પા. ૭ જેઠ શુદ ૧. | ૧૫૧) રો. પા. ૫ ચૈત્ર શુદ ૧૦. |
| ૧૫૦।।= રો. પા. ૮ આસો શુદ ૫. | ૩૦૦) નોં. પા. ૩ ચૈત્ર શુદ ૧૦. |
| ૮૭૪।= | ૫૦૨। રો. પા. ૬ ચૈત્ર શુદ ૧૫. |
| ૨૪૨।।।≡ બાકી લહેણા. | ૧૩)− નોં. પા. ૩ આસો વદ ૦)) |
| ૧૧૧૭।− | ૧૧૧૭।− |

## આં. પા. ૪ શ્રી હુંડિયામણ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૧૮ાા રો. પા. ૨ માગશર શુદ ૧૫. | ાા રો. પા. ૩ મહા શુદ ૫. |
| ૧)= રો. પા. ૩ મહા શુદ ૫. | ાા |
| ૩૮)≡ નાં. પા. ૨ મહા શુદ ૧૫. | ૬૬ા−ાા નાં પા. ૪ આસો વદ ૦)) |
| ૦ાા૦ાા રો. પા. ૫ મહા વદ ૦)) | ૬૬ાા−ાા |
| ૦ાા રો. પા. ૫ ચૈત્ર શુદ ૧૦. | જ ૬૬ાા−ાા |
| ૭ાા રો. પા. ૯ આસો શુદ ૫. | |

### શ્રી ઈમારત ખરચ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૭૦૦) બાકી લહેણા. | ૭૦૦) નાં. પા. ૧. માગશર શુદ ૨. |
| | ૭૦૦) બાકી લહેણા નવી ખા. પા. ૧ |

### શ્રી ખોરાકી ખરચ ખાતું. સં. ૧૯૩૪.

| જ | ઉ |
|---|---|
| ૨૮) નાં પા. ૪ આસો વદ ૦)) | ૨૮) રો. પા. ૨ માગશર શુદ ૧૫. |

### શ્રી પરચુરણ ખરચ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૩૧૮)=ા નાં. પા. ૪ આસો વદ ૦)) | રાા રો. પા. ૧ માગશર શુદ ૨. |
| ૩૧૮)=ા | ૩૧૫ા=ા નાં. પા. ૪ આસો વદ ૦)) |

### શ્રી કાપડ ખરચ ખાતું સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૪૩ાા નાં. પા. ૪ આસો વદ ૦)) | ૨૫) રો. પા. ૪ મહા શુદ ૧૫. |
| ૪૩ાા | ૧૮ાા નાં. પા. ૩ મહા વદ ૦)) |

### શ્રી દાગીના ખરચ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૨૦૧) રો. પા. ૪ મહા શુદ ૧૫. | ૧૩૨૬) નાં. પા. ૧ માગશર શુદ ૨. |
| ૧૨૬૫) બાકી લહેણા. | ૭૦) રો. પા. ૪ મહા શુદ ૧૫. |
| ૧૪૬૬) | ૭૦) રો. પા. ૭ જેઠ શુદ ૧. |
| | ૧૨૬૫) બાકી લહેણા. પા ૧. |

### શ્રી જાત્રા ખરચ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૨૩૫)=ાા નાં. પા. ૪ આસો વદ ૦)) | ૨૩૫)=ાા રો. પા. ૫ ચૈત્ર શુદ ૧૦. |

### શ્રી વાસણ ખરચ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૮ાા≡ાા નાં. પા. ૪ આસો વદ ૦)) | ૮ાા≡ાા રો. પા. ૬ ચૈત્ર શુદ ૧૦. |

### શ્રી અમદાવાદ ખાતે પટેલ રણછોડ ખુસાલદાસનું ખાતું. સં. ૧૯૩.

| જ | ઉ |
|---|---|
| ૪૬૧) નાં. પા. ૨ મહા શુદ ૫. | ૩૫ાા−ાા રો. પા. ૭ જેઠ વદ ૬. |
| ૧૬ાા≡ાા નાં. પા. ૪ આસો વદ ૦)) | ૩૭૫) રો. પા. ૮ આસો શુદ ૫. |
| ૪૭૭ાા≡ાા | ૬૭)− બાકી દેવા. |
| ૬૭)− બાકી દેવા નવી ખા. પા. ૧. | |

### શ્રી વ્યાજ ખાતું. સં. ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૨) નાં. પા. ૩ શ્રાવણ શુદ ૫. | ાા નાં. પા. ૩. જેઠ શુદ ૧. |
| ૬૨ાા≡ નાં. પા. ૩ આસો વદ ૦)) | ૩૮ાાાા નાં. પા. ૪ આસો વદ ૦)) |
| ૬૪ાા≡ | ૨૪ાા−ાા નાં. પા. ૪ આસો વદ ૦)) |

### ભટ. મગનલાલ પિતાંબરનું ખાતું સવત્ ૧૯૪૩.

| જ | ઉ |
|---|---|
| ૩૨૩ાા−ાા બાકી લહેણા. | ૩૦૦ નાં. પા. ૧ માગશર શુદ ૨. |
| ૩૨૩ાા−ાા | ૨૩ાા−ાા નાં. પા. ૩ આસો વદ ૦)) |
| | ૩૨૩ાા−ાા બાકી લહેણા. નવી ખા. પા. ૧. |

## આવરો પા. ૧.

### સંવત્ ૧૯૪૩ ના માગશર શુદ ૨ થી વદ ૦)) સુધીનો.

જ ૦)૧ શ્રી રૂપા ખાતે.

૫૩૭૭) શાહ. છગનલાલ લલ્લુભાઈને ખાતે માગશર માસ.
  ૩૦૦૧) રે. પા. ૧ શુદ ૨ રોકડા.
  ૨૩૨૬) નોં. પા. ૧ શુદ ૨ જમા ખરચ ૩ શ્રી વિગતખાતે ઉધાર.
  ૫૦) નોં. પા. ૧ શુદ ૧૫. પગી સાયભાજી જલુજી-ને ખાતે ઉધાર.
  ૫૩૭૭) પા. ૧

૬૫) મહેતા મણીલાલ મૂળજીને ખાતે
  ૪૦) રે. પા. ૧ શુદ ૨. રોકડા.
  ૨૫) રે. પા. ૨ શુદ ૧૫ હા. તમારા ભાઈ લઈ ગયાછે.
  ૬૫) પા. ૧

૧૦૦) પરી. શામળભાઇ નથુભાઈને ખાતે જમે માગશર માસ.
  ૧૦૦) નોં. પા. ૨ શુદ ૧૫ કબૂ-તલ હા. મણીલાલ મેહેતાને ખાતે ઉધાર. પા. ૧.

૧૮ાા શાહ રણછોડ બાપુજીને ખાતે
  ૧૮ાા રે. પા. ૩ શુદ ૧૫. હા. વટાવખાતે ઉધાર પા. ૨.

૫૧) ગાંધી મથુર વખતચંદને ખાતે
  ૫૧) નોં. પા. ૧ શુદ ૨ હા. નાથજી ત્રવાડીને ખાતે ઉધાર. પા. ૨

૧૫૦) પરી. પ્રેમાનંદ મનસુખને ખા-તે જમે. માગશર માસ.
  ૧૫૦) નોં. પા. ૧ શુદ ૨ હા. અમારે ખાતે ઉધાર. પા. ૨.

ઉ ૦)૧ ગણેશ ખાતે.

૨૫૦) શાહ છગનલાલ લલ્લુભાઈને ખાતે ઉધાર. માગશર માસ.
  ૧૫૦) નોં. પા. ૧ શુદ ૨.
  ૧૦૦) નોં. પા. ૨ શુદ ૫.
  ૨૫૦) પા. ૧

૧૦૦) મહેતા મણીલાલ મૂળજીને ખાતે માગશર માસ.
  ૧૦૦) નોં. પા. ૨ શુદ ૧૫. ક-બૂલત હા. પરી. શામળભાઈના જમે. પા. ૧

૨૩૨૬) શ્રી વિગતખાતે ઉધાર. માગશર માસ હા. શેઠને ખાતે જમે.
  ૧૩૨૬) દાગીના ખાતે ઉધાર. નોં. પા. ૧ શુદ ૨. પા. ૪
  ૭૦૦) શ્રી ઈમારત ખાતે ઉધાર. ૭૦૦) નોં પા.૪ શુદ ૨ પા.૩
  ૩૦૦) ભટ મગનલાલ પિતાંબ-રને ખાતે. પા. ૪
  ૨૩૨૬)

૧૫૧) શાહ રણછોડ બાપુજીને ખાતે ઉધાર. માગશર માસ.
  ૧૦૦) રે. પા. ૧ શુદ ૨ રોકડા.
  ૫૧) રે. પા. ૨ શુદ ૧૫ રોકડા
  ૧૫૧) પા. ૨

૫૧) ત્રવાડી નાથજી ઘહેલાભાઈને ખાતે ઉધાર માગશર માસ.
  ૫૧) નોં. પા. ૧ શુદ ૨ રોકડા. તમને અપાવ્યા છે. હા. મથુર ગાંધીના જમે. પા. ૨

૫૦) પગી સાયભાજી જલુજીને ખાતે
  ૫૦) નોં. પા. ૧ શુદ ૧૫ હા.

